# નરસિંહ મેહેતાના પ્રભાતિયાં.

તથા



# કાવ્ય સંગ્રહ.

---

પ્રેમી ને ભક્તજનના સાર્થકને ઉપયોગી.

જેમાં

આપણા પ્રખ્યાત ગુર્જર કવિ,

નરસિંહ મેહેતા, પ્રેમાનંદ, બ્રહ્માનંદ, દયારામ, છોટમ, રણછોડ,

વગેરેના

અનેક પદ, રાગ, ધોળ, પ્રભાતિયાં ઈત્યાદિનો,

મોટો લોકોપયોગી સંગ્રહ.

---

**આવૃત્તિ પેહેલી.**

નંબર - ૧ — ૧૦૦૦ — ૨૦૦

ધી ડયુક ઓફ કોનાટ બુક ડીપોએ પોતાના,

ધી ડયુક ઓફ કોનાટ પ્રીન્ટીંગ પ્રેસમાં છપાવી પ્રસિધ્ધ કીધો.

**મુંબઇ:**

---

તારીખ ૨ માહે સપ્ટેબર ૪૦ સ૦ ૧૮૮૪—સંવત ૧૯૪૦

(કીમત રૂ ૧)

# નરસિંહ મેહેતાના પ્રભાતિયાં.

## તથા

# કાવ્ય સંગ્રહ

---

પ્રેમી ને ભક્તજનના સાર્થને ઉપયોગી

જેમાં

આપણા પ્રખ્યાત ગુર્જર કવિ

નરસિંહ મેહતો, પ્રેમાનંદ, બ્રહ્માનંદ, દયારામ છોટમ રણછોડ

વગેરેના

અનેક પદ રાગ ધોળ પ્રભાતિયાં ઇત્યાદિનો

**મોટો લોકોપયોગી સંગ્રહ**

—:0:—

**આવૃત્તિ પેહેલી**

નબર – ૧ — ૧૦૦૦ — ૨૦૦

ધી ડ્યુક ઓફ કોનાટ બુક ડીપોએ પોતાના

ધી ડ્યુક ઓફ કોનાટ પ્રીન્ટીંગ પ્રેસમાં છપાવી પ્રસિધ્ધ કીધો

**મુંબઇ**

—:0:—

તારીખ ૧ માહે સપ્ટેબર ઇ૦ સ૦ ૧૮૮૪—સંવત ૧૯૪૦

( કીમત રૂ ૧ )

# પ્રસ્તાવના.

સર્વ સજ્જન ગ્રહસ્થોને અમારી વિનંતી એ છે જે, આ પુસ્તક અમોએ સર્વ ભાઇઓના જીવના કલ્યાણાર્થે શોધ કરી મોટો ભાગ મેળવ્યો છે; અને એ પુસ્તકમાં મુખ્ય વૈરાગ્ય, ભક્તિઆદિ જ્ઞાન સંબંધીનો મોટો ભાગ છે, કે જે વાંચવા અથવા સાંભળવાથી તેનું અંતઃકરણ શુદ્ધ થાય, એવી તેની અમુલ્ય રચના આ ગ્રંથમાં સમાવેલી છે.

શ્રીકૃષ્ણ ભગવાનનાં જન્મ ચરિત્ર તથા પ્રભુએ જે જે લીલા કરેલી છે તે બધું કાવ્યરૂપમાં નરસિંહ મેહેતાએ પ્રેમ, ભક્તિ, અને વૈરાગ્ય ભાવે રચેલી છે. અને આવા મોટા પ્રભુના પ્રેમી ભક્તના કાવ્યથી આપણ સંસારી જનોને શું શું ફાયદો છે, તે આ પુસ્તક વાંચવાથી જણાઇ આવશે; કારણકે આપણે સંસારી જનો આપણા વેહેવારાદીક કામમાં રોકાઇ રહી પરમેશ્વરની કથા તથા કીરતન બીલકુલ કરતા નથી. અને આઠે પહોર વેહેવારીક કામમાં ગુંથાઇ રહેલાં છીએ.

આપણે આપણા જીવનું શું સાર્થક કરવું, તે બાબતનું જ્ઞાન આપણામાં ઓછુંજ છે. કારણકે આપણને શાસ્ત્રનું જ્ઞાન ન હોવાથી તેવી પ્રેમયુક્ત ભકિતથી તદન અજાણ્યા રહેવું પડે છે, માટે અગાઉના મોટા અને ઘણાજ પ્રેમી ભક્ત કે જેણે શ્રી કૃષ્ણ ભગવાન સાથે રહી લીલા કરેલી એવા જે નરસિંહ મેતા તેના અમુલ્ય કાવ્ય દરરોજ વાંચી તેનો પાઠ કરી તથા તેમાંથી જ્ઞાન લઇ આપણા જીવનું સાર્થક કરવું, એજ આ દુનીયામાં જન્મનું મોહોટું ફળ છે. તે આ પુસ્તક વાંચવાથી વાચનારનું અંતઃકરણજ તેને કહી આપશે.

ધી ડયુક ઓફ કોનાટ બુક ડીપો.

# અનુક્રમણિકા.

## આત્મજ્ઞાન વિષે.



## અનુક્રમણિકા સમાપ્ત.

## હાથને ઉપદેશ વિષે.

## કાનને ઉપદેશ વિષે.



## જમુના નદિમાં કૃષ્ણ પડ્યા ત્યારે નાગણી કહેછે



## ભક્તિ માગવા વિષે.



## કૃષ્ણના મેળાપ વિષે.



## ભક્તનો માન રહેવા વિષે.



## અભક્તને તજવા વિષે.



## ઈશ્વર જાણવાના ઉપદેશ વિષે



## દ્રુપદી પ્રાર્થના કરેછે.

# નરશી મેહતાના પ્રભાતીયાં.

## શ્રીજશોદાજીએ શ્રીકૃષ્ણને જગાડીયાં તે વીશે.

રાગ પ્રભાત.

જાગ્યને જાદવા કૃષ્ણ ગોવાળિયા, તુજવિના ધેનમાં કુણ જાશે;
ત્રણશે ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વહારે ગોવાળિયો કોણ થાશે. જાગ્યને જાદવા ૧
દહિ તણાં દૈવરાં ઘી તણાં ઘેવરાં, કઢિયલ દૂધ તે કુણ પીશે;
હરિ તણ્યા હાથીયો કાળિ નાગનાથિયો, ભુમિનો ભાર તે કુણ લેશે. જાગ્યને જાદવા ૨
જમુનાને તીરે ગૌધણ ચરાવતાં, મધુરસી મોરલી કુણ વાશે;
ભણે નરસૈંયો તારા ગુણ ગાઈ રીઝિયે, બૂડતાં બ્હાંહેડી કુણ શાહાશે. જાગ્યને જાદવા ૩

## પદ ૨ જું.

સમરને શ્રીહરી મેલ્ય મમતાપરી, જોને વિચારિને મૂળ તારૂં;
તું અલ્યા કોણને કોને વળગી રહ્યો, વગર સમજે કહે મહારૂં મહારૂં. સમરને શ્રીહરી ૧
દેહ તારી નથી જોતું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે;
દેહ સંબંધી તજી નવનવી બાહુ થશે, પુત્ર કળત્ર પરિવાર વ્હાએ. સમરને ૨
ધનતણું ધ્યાન તું અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી;
પાસે છે પિઉ અલ્યા તેને નવ પરખિયો, હાથથી બાજી ગઈ થયોરે ખોટી. સમરને ૩
ભરનીદ્રા ભરયો રૈંધિવભા ઘણો, સંતના શબ્દ સુણિ કાનજાગે;
જાગતાં નરસૈંયા લાજ છે અતિ ઘણી, જન્મો જનમ તારી ખાંત ભાગે. સમરને ૫

## પદ ૩ જું.

ધ્યાન ધર હરિ તણું અલ્પમતિ આળસુ, જે થકી જનમના દુઃખ જાયે;
અવેર ધંધો કરે અરથ કાંઈ નવસરે, માયા દેખાડિને મૃત્યુ વ્હાયે. ધ્યાનધર ૧
સકળ કલ્યાણ શ્રીકૃષ્ણના ચરણમાં, શરણ આવે સુખપાર ન્હોયે;
અવર વેપાર તું મેહેલ્ય મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ્ય મ્હોયે. ધ્યાનધર ૨
પટક માયાપરી અટક ચરણે હરી, વટકયમા વાત સુણતાંજ સાચી;
આશાનું ભવન આકાશ સુધી રચ્યું, મૂઢએ મૂળથી ભીંત કાચી. ધ્યાન ધર ૩

અંગ જોબન ગયું પલિત પિંજર થયું, તોય નથી લ્હેતો શ્રીકૃષ્ણ કેહેવું;
ચેતરે ચેત દિન ચાર છે લાભના, લીંબુ લેકાવતાં રાજ લેવું. ધ્યાન ધર ૪
સરસ ગુણ હરિતણા જે જને અનુસરયા, તે તણા સુજશ તો જગત બોલે;
નરસૈંયા રંકને પ્રીત પ્રભુસુ ઘણી, અવર વેપાર નહિ ભજન તોલે. ધ્યાન ધર ૫

---

## ઇશ્વરના ઉપકારવિષે.

### પદ ૪ થું.

હરિ તણુ હેત તને કેમ ગયું વીસરી, પશુરે ફેડીને નર રૂપ કીધું;
હાટને છેડ કરિ સાડુ તને હાંકતું, આજ વધારિને માન દીધું. હરિ તણુ હેત તને ૧
ઘાંચીનુ ગળિયું કંઠથી ટાળિયું, નેત્રના પાટા શ્રીનાથે છોડયા;
તે તણા ચરણને નવ ભજ્યો કૃતઘ્રી, તેન ગુણ પાડના હાથ જોડયા. હરિ તણુ હેત ૨
પગ ઠોકી કરી માગતો મુઠ મગી, ઘાસ પાણી કરી શબ્દ ઓણુ;
આજ ગોવિંદ ગુણ ગાઇને નાચતાં, લાજ આવે તને કર્મકાણુ. હરિ તણુ હેત ૩
લાંબીશી ડોકને કાંકલ ચાવતો, ઊંટ જાણી ઘણો ભાર લાદે;
આજ અમૃત જમે હરખે હળવો ભમે, વૈકુંઠનાથને નવ આરાધે. હરિ તણુ હેત ૪
પીઠ અંબાડીને અંકુશ મારસહિ, વેણુ ઉડાડતો ધરણી હેઠો;
આજ ચુવા ચંદન આભ્રણ અંગ ધરી, વેગે જાયે છે તું વેહેલે બેઠો. હરિ તણુ હેત ૫
અન્નને વસ્ત્રને ભૂષણ સર્વ જે, તેહનો તૂજનો હતો ઉધારો;
નરસૈના સ્વામિયે સર્વ સારૂં કરયું, તે પ્રભુને તમે કાં વિસારો. હરિ તણુ હેત ૬

---

## ઇશ્વરનુ કિરતન કરવાવિષે.

### પદ ૫ મું.

કૃષ્ણ કિરતન વિના નર સદા સુતકી, વિમળ કીધે વપૂ શુધ ન થાયે;
સકળ તીરથ શ્રીકૃષ્ણ કિરતન કયા, હરિ તણા દાસ જ્યાં હેતે ગાયે. કૃષ્ણ કિરતન વિના ૧
પૂર્ણ પુરૂષોત્તમ નવલ રંગી તજી, અન્ય દેવે જેનુ મંન મોહે;
કોટી ચિંતામણિ કામધેનુ તજી, મહિષિના પુત્રનુ દૂધ દોહે. કૃષ્ણ કિરતન વિના ૨
ગર્ગ જોશી જશ ગાય જેનો સદા, નારદ નામ મુખથી ન મૂકે;
તે પ્રભુ દ્વાર આવીને ઉભા રહ્યા, ગોપિકા મૂખ જોવાને ઢૂંકે. કૃષ્ણ કિરતન ૩

અજ ભવસુર પતિ સ્વપ્ને પેખે નહીં, નેતી નેતી કહી નિગમ વામે;
નરસૈયો રંક જશ ગાઇને રીઝવે, સહસ્ત્ર મુખે શેશ પારન પામે. કૃષ્ણ કિરતન વિના ૪

---

## હરીનું સ્મરણ કરવાવિષે.

### પદ ૬ઠું.

હરિ હરિ રટણ કર કઠણ કળિ કાળમાં, દામ બેસે નહિં કામ સરશે;
ભકત આધીન છે શામ સુંદર સદા, તે તારાં કારજ સિદ્ધ કરશે. હરિ હરિ રટણ કર ૧
અલ્પ સુખ સારૂં શું મૂઢ ફુલ્યો ફરે, શીશપર કાળ રહ્યો દંત કરડે;
પામર પલકની ખબર તુજને નહિં, મૂઢ શું જોઇને મૂછ મરડે. હરિ હરિ રટણ કર ૨
પ્રૌઢ પાપે કરી બુદ્ધિ પાછી ફરી, પર હરી થડશું ડાળે વળગ્યો;
ઇશને ઇરશા છે નહીં જીવ પર, આપણે અવગુણે રહયોરે અળગો. હરિ હરિ રટન ૩
પરપંચ પર હરો સાર હૃદિએ ધરો, ઉચરો હરિ મુખે અચળ વાણી;
નરસૈંયા હરિ તણી ભક્તિ ભૂલીશ માં, ભક્તિવિના બીજું ધૂળધાણી. હરિ હરિ ૪

### પદ ૭ મું.

બાપજી પાપ મેં કવણ કીધાં હશે, નામ લેતાં તારૂં નિદ્રા આવે;
ઉંધ આળસ્ય અહાર મેં આદરયો, લાભવિના લવરી કરવી ભાવે. બાપજી પાપ મેં ૧
દિન પુંઠે દિન તો વહી જાય છે, દુરમતી નામે ભરયાંરે ડાલાં;
ભક્તિ ભુતલવિષે નવ કરીતા હરી, ખાંટયાં સંસારના થોથાં ઠાલાં. બાપજી પાપ મેં ૨
દેહ છે જૂઠડી કરમ છે જૂઠડાં, ભીડ ભંજન તારૂં નામ સાચું;
ફરિ ફરિ વરણવું શ્રીહરિ તુજને, પતિત પાવન તારૂં નામ જાચું. બાપજી પાપ મેં ૩
તારી કરૂણાવિના કૃષ્ણ કોડામણા, કળ અને વિકળનું બળ નવ ફાવે;
નરસૈયાં રંકને જંખના તાહરી, હેઠ બેઠી ભાગો શરણ આવે. બાપજી પાપ મેં ૪

---

## હરિજનની સંગતવિષે.

### પદ ૮ મું.

તારા દાસના દાસની નિત્ય સંગતવિના, ભ્રષ્ટ થાય ભૂધરામન મ્હારૂં;
દુષ્ટની સંગતે દુષ્ટ મતી ઉપજે, શ્રવણ કિરતન નવ થાય તારૂં. તારા દાસના ૧

પૂર્ણ વિષ પાનથી દુરિજન દોહલા, વીષ પીધે તન તેજ મરશે;
તુજ થકી વેગળા તેહની સંગતે, જન્મ કોટી તણા સુકૃત હરશે. તારા દાસના ૨
અમૃતની ઉપમાં સાધુને નવ ઘટે, રાહુની દુષ્ટતા નટળિ તેણે;
પ્રલ્હાદ નારદે ગર્ભ સંગત કરી, વશ કરયા વૈકુંઠનાથ જેણે. તારા દાસના દાસની ૩
ચતુરધા મુક્તિ છે જૂજવી જૂક્તિની, તાહરા તેહને નવરાચે;
બેઉ કર જોડીને નરસૈંયો વિનવે, જન્મો જનમ તારી ભક્તિ જાચે. તારા દાસના ૪

---

## ભકતના મહિમાવિષે.

### પદ ૯ મું.

તારા દાસના ચરણની રેણુ મસ્તક ધરૂં, જે થકી કોટી કલ્યાણ પામું;
નિરખતાં નેહસું નેત્ર અમૃત ઠરે, ભવતણા પાપ તે વલણવામું. તારા દાસના ચરણની ૧
ભકતને ભેટતાં કિલ્મિષ નવ રહે, જ્ઞાન દીપક થકી તિમીર નાસે;
ધન્ય ધન્ય ભાગ્ય જે સાધુ સંગત કરે, કૃષ્ણ કિરતન થકી કૃષ્ણ ભાસે. તારા દાસના ૨
એક ક્ષણવાર જે સંત સંગત કરે, ધન્ય ઘડી જંતુની તેજ જાણે;
ભણે નરસૈંયો ભવસાગર બૂડતાં, હરિજન નાવ નિશ્ચે પ્રમાણે તારા દાસના ૩

---

## ઇશ્વરના ઉપકારવિષે.

### પદ ૧૦ મું

દેવા ટેવ તુજને પડી દીનપ્રતિ પાળવા, કષ્ટ કમળા રહ્યા અંતરામાં;
લાટ પાળે તેનો પાડશે માનિયે, હાથ જશ જોડે મૂઢામાં. દેવા ટેવ તુજને ૧
ગજતાણી વારે તું ગરુડ મુકી ધસ્યો, ગ્રૂહના મુખથી ગજ ઉગારયો;
માય નારાયણા નામ લેતાં તદા, અધમ અજામેળ તુરત તારયો. દેવા ટેવ તુજને ૨
ભૂપનું નોતરૂં ભાવવિણુ પરહરયું, પ્રેમનો પારણુ પરમ ટાહયો;
ભકતની ઝુંપડી જગત ઉંચી કરી, ભાજીને ભોજને તું ધરાયો. દેવા ટેવ તુજને ૩
દ્રૌપદી કેરી લજ્જા તણે કારણે, દ્વારિકાથી ધસ્યા એક સ્વાસે;
પાંચ પાંડવ તણી લાંચ ન્હોતી કશી, દૂત થઈ આવિયા દુષ્ટપાસે. દેવા ટેવ તુજને ૪
કામ દ્રષ્ટે કોડે કૃષ્ણ કહેતી હતી, ગોપીના ગોરસ લેઈ પીધાં;
સબરીના બોરમાં સ્વાદ આઝો ગણ્યો, મુનિતણા વૃંદમાં માન દાધાં. દેવા ટેવ તુજને ૫

વિશ્વપાલક એવું બિરદ પોતે વહે, એમ કહે સમરથ વેદવાણી;
નરસૈંયા રંકનો જંખના ભજનની, આપ અલબેલડા અધમ જાણી. દેવા ટેવ૯

---

## ઇશ્વરનો મહિમાવિષે.

### પદ ૧૧ મું

મેં ગાયો બ્રમ્હતે પરમ આનંદ શું, કરમના જીવતે મરમ બોલે;
ધરમ ધોરિંધરા તુજને જાણ્યાવિના, રત્ન ગુંજા કેરે એક તોલે. મે ગાયો બ્રમ્હતે ૧
નિગમ અગમ સુગમ હવો ગોપિને, તેહનો પાર કોઈ નવ જાણે;
રામની રૂચિ તેને રૂચે નહિં કામના, ભૂમના ભૂતતે ભરમ આણે. મે ગાયો બ્રમ્હતે ૨
પણ જ્યાંહાં બ્રમ્હ ત્યાં પરમ આનંદ છે, ન આનંદ ત્યાં આનંદ હોયે;
નરસૈંયો મંદમતી ગાય છે ગુણ કરી, બ્રમ્હ ભજવા થકી મોક્ષ હોયે. મેં ગાયો ૩

---

## સુદામ ચરિત્રવિષે.

### પદ ૧૨ મું.

#### સુદામાની સ્ત્રી સુદામાને કહે છે, રાગ ઉપર પ્રમાણે.

જદુપતિનાથ તે મિત્ર છે તમતણા, જાઓ વેગે કરી કૃષ્ણપાસે;
પ્રીત પૂરવ તણી હેત ધરશે હરી, મનના મનોરથ સફળ થાશે. જદુપતિનાથ તે ૧
ઘેર બાળક સહુ દુઃખ પામે બહુ, અન્નને વસ્ત્રથી રહે છે ઉણાં;
નિરધન રાજિયાં કુટુંબ કુશળ વિના, કર્મના પાપ તે આવી પુગ્યા. જદુપતિનાથ તે ૨
જદુપતિ જાદવો ભક્તિ વશ માધવો, કરશે કરુણા પ્રભુ દીન જાણી;
ગોમતી સ્નાનથી કોટી અઘ નાશશે, નિરખતાં કૃષ્ણને પ્રેમ આણી. જદુપતિનાથ તે ૩
કૃષ્ણને હળિ મળિ શિઘ્ર આવો વળી, જાણશે દુઃખ અંતર જામી;
વિનંતી મનમાં ધરો આળસ પર હરો, સ્હાય થાશે નરસૈંનો સ્વામી. જદુપતિનાથ તે ૪

### પદ ૧૩ મું.

સાંભળો ભામની કાન ધરિ કામની, કવણ કહાવું હું કૃપણ પાપી;
ત્રિભુવન નાથ તે મહિપતી માધવો, કેમ બોલાય ત્યાં વાત આપી. સાંભળો ભામની ૧

દિવસ ઝાઝા થયા બાળપણુને ગયા, નરપતી નવ જાણે પ્રીત જુની;
દુરબળ રંક હું ભિક્ષુક બાપડો, નવલ હું ચોકશી ખોટી ચૂની. સાંભળો ભામની ૨
ઉગ્રસેન અક્રુર ઓધવ છે ત્યહાં, બળિભદ્રને અનિરૂદ્ધ પાસે;
કોટી જોદ્ધા જયહાં ઉભો રહીશ કયાં, કોણ આવી મહારો હાથ સ્હાશે. સાંભળો ૩
જડિત રત્નો માણુી કાંત્તી ભાસે ઘણી, તિમિર નાવે તેની જયોત પાસે;
ત્યાં કેમ બોલિ શકું વેણુ વદતો થકો, ધમણ ધમતો રહું શ્વાસો શ્વાસે. સાંભળો ૪
મૌન બેશી રહો સુખ દુઃખ સઉ સહો, ભોગવો કર્મ જે ભાગ્ય ચોટ્યું;
દુરિજન લોક તે છોને લવતા રહે, નરસૈંના સ્વામિનુ બિરદ મોટું. સાંભળો ભાનની ૫

## પદ ૧૪ મું.

સ્વામિ સાચું કહયું બોલતું નવ રહયું, કંથના વચન તે વેદ વાણી;
ભવતાણું નાવ તે ભક્તિ ભુધરતાણી, તેહ હું પ્રીછવું સ્નેહ આણી. સ્વામિ સાચું ૧
નથિ હરિ વેગળા ભક્તિ ભાવે મળ્યા, રાયને રંક તે એક ઘાટે;
લખપતી કોટીધજ મંન નાણે રતી, શક્ર સરિખા ત્યાંહાં નથિરે સાટે. સ્વામિ સાચું ૨
બ્રહ્મણ્ય દેવ દયાળ શ્રીકૃષ્ણજી, નિજજન જાણિને સુધ્ય લેશે;
પ્રીતની રીત તે જાય નહિં વીસરી, બાળ લીળાતણા ચરિત્ર કહેશે. સ્વામિ સાચું કહયું ૩
નથિ કાંઇ ઓઢવા ભેટ લેઇ જવા, કેમ કરી જાણશે કૃષ્ણ કામી;
દત્ત નથિ આપણું વદન લજામણું, નિરખતાં લાજે નરસૈંનો સ્વામિ. સ્વામિ સાચું કહયું ૪

## પદ ૧૫ મું.

વીનંતી વલિ કહું ભેરલાવી દઉ, પોતિયે તાંદુલ ગાંઠ બાંધે;
જાણશે થોડે ઘણું ભાવ ભોજન તણું, ધન્ય તે કૃષ્ણ સું સ્નેહ સાંધે. વીનતી વળિ કહું ૧
બિલડિના બોર તે ભાવે આરોગીયા, જુઠું અન્ન અહિરનું લીધું;
ભક્તવીદૂરની ભાજી ભાવે જમ્યાં, ભૂપનુ નોતરૂં પાછું કીધું. વિનતી વળિ કહું ૨
પેરે પેરે પાંડવ કષ્ટ નિવારિયાં, ભક્ત કારણ કંઇ દૂષ્ટ મારયા;
ઉંચને નીચનું એનેછે પારખું, પતિત અધર્મિ કંઇ કોટી તારયા. વિનતી વળી કહું ૩
ભક્તિ વશ વીઠલો સંત સાથે મળ્યો, સમોવડને નવ ચુકે ટાણે;
સંત સમરે ત્યાંહાં આવી ઉભો રહે, ભક્તના મનતણો ભાવ જાણે વિનતી વળી કહું ૪
જાઓ વેગે કરી નિરખો મુક્તિપુરી, ધન્ય ધન્ય તારૂણી સ્નેહ ન્યાળો;
નરસૈંના નાથને નિરખો નિશ્ચય કરી, કામનિયે કંથને બાહ્ય ઝાલ્યો. વિનતી વળી ૫

## પદ ૧૬ મું.

ચાલિયો વાટમાં જ્ઞાનના ઘાટમાં, મિત્ર મોહન તણું નામ લેતો;
ધન્ય એ નાર અવતાર સુફળ કરયો, કૃષ્ણ હે કૃષ્ણ મુખ એમ કહેતો. ચાલિયો ૧
માગવું મૃત્યુ પ્રમાણ છે પ્રાણિને, લોભ કીધો ત્યાંહાં પ્રીત તુટે;
કહ્યું મે અબળા સૂખે બેશી રહો, માગતાં તો બધો મર્મ છટે ચાલિયો વાટમાં ૨
માગિયું મેં નથી શું મુખે કહું કથી, ભોગવું કર્મ જે ભાગ્ય લાવ્યો;
શ્રીપતિનાથે મને રંક સરજાડિયો, એમ કરતો દ્વિજ દ્વાર આવ્યો. ચાલિયો વાટમાં ૩
આવી ઉભો રહયો કંટ ગદગદ થયો, કોટી સૂરજ શશિ જોત ભાસે;
ઉર દયા આણિને હરિજન જાણીને, પોળિયે જઈ કહ્યું કૃષ્ણ પાસે ચાલિયો ૪
મંદિર તેડિયા ચાલીને ભેટીયા, ત્રિવિધીના તાપ તે સર્વે નાઠા;
હેમ સિંહાસને લેઈ બેસારિયા, તાણતાં વિપ્રના વસ્ત્ર ફાટયાં. ચાલિયો વાટમાં ૫
તેલ ફુલેલ મરદન કરાવિયાં, શુધ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું;
કનકની પાવડી ચરણ આગળ ધરી, કૃષ્ણે ચરણોદક શીશ લીધું ચાલિયો વાટમાં ૬
પુનિત પિતાંબર પેરવા આપિયું, કનકને થાળે પકવાન દીધાં;
ભાવતાં ભોજન કૃષ્ણ સાથે કરયાં, લીધું આચમનને કારજ સિધ્યાં. ચાલિયો ૭
કૃષ્ણે પલંગપર પોતે પધરાવિયા, દધિસુતા વીંઝણે વાયુ ભરતાં;
સત્યભામાદિક નારી નિરખી રહી, નરસૈંનો નાથ પદસેવ કરતાં. ચાલિયો વાટમાં ૮

## પદ ૧૭ મું.

ભાગ્ય જો જો બાઈ કૃપણ ભિક્ષુક તણું, રૂકમણી આદિ સૌ નારી બોલે;
હળધર જોગ્ય તે ભોગ પહોચાડિયા, આજ અમરીષથી અધિક તોલે. ભાગ્ય જો જો ૧
આ કૃપણ રૂપ તે પ્રગટિયું કયાં થકી, વસ્ત્ર મેલાં દિસે કર્મ ફુટયો;
ત્રિગુણને દુર્લભ સેજ રમાતણી, વશ કરી નાથને પાપ છૂટયો. ભાગ્ય જો જો ૨
અંગ અતિ કમ કમે ધમણ મ્હોડે ધમે, ઉધરસેને વળી નાક લૂતો;
જો જો કૌતિક હરી દેહ દશા ફરી, કૃપણ તે કૃષ્ણને સંગ સૂતો ભાગ્ય જો જો. ૩
પહોડીને ઉઠિયા સ્નાને બેસારિયા, વદન પખાળવા નીર દીધું;
કનક ઝારી ભરી શિતળ જળ આપિયું, કનક કટોરે તે પાણી પીધું ભાગ્ય જો જો ૪.
શ્રીમુખે બોલિયા કહોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગ્રહ ધર્મ કીધો;
કુશળ છે બાળ ગોપાળ સહુ તમતણાં, ભાગ્ય મોટું મને ચિત્ત લિધો. ભાગ્ય જો જો ૫
ગ્રહસ્થના ધર્મમા હુંય વળગી રહયો, હુને મારી વળી ગત્ય ભૂલ્યો;
મીત્ર સુદામાની સુધ્ય લીધી નહીં, કામની કેફમાં હુંજ ડૂલ્યો. ભાગ્ય જો જો ૬

સાદીપ ગોરને ઘેર આપણ ભણ્યા, ધન્ય ધન્ય દીવસ તે સુફળ કહાવ્યો;
એક રેણી રહયાં વનવીષે આપણે, શરપણ ભાગતાં મેઘ આવ્યો. ભાગ્ય જો જો ૭
અન્ન લીધાવીના ભુખ્યા બેશી રહયા, ગોરાણીયે આપણી પીડ જાણી;
વીસરી ગયું છે કે વીશતને સાંભરે, સાંદીપ ગોરની અચળ વાણી. ભાગ્ય જો જો ૮
ભાભીયે ભેટ જે મોકલી મુજ ભણી, ભાવસું ભાઈ તે લાગે મીઠી;
સંકોચ તો ગાંઠડી વીપ્ર આધી ધરે, નરસૈંના સ્વામીયે નજરે દીઠી. ભાગ્ય જો જો ૯

## પદ ૧૮ મું.

છપન ભોગ જ્યાં કવણ તાંદુળ ત્યાં, આપતાં ઉર સંકોચ આવે;
જેરે જોઈયે તે આવી મળે કૃષ્ણને, તાંદુળ ભેટ તે તુચ્છ કહાવે. છપન ભોગ જ્યાં ૧
ધાઈ લીધા હરી મુઠી તાંદુળ ભરી, પ્રેમે આરોગીયા તૃપ્તી પામી;
ઈંદ્ર કુબેરથી અધીક વૈભવ કર્યો, રૂકમણીએ કર ગ્રહ્યો શીશ નામી. છપન ભોગ જ્યાં ૨
એક રહયાં અમો એક બીજા તણો, ભકતને અટલક દાન કરતાં;
પ્રમદાયે પ્રેમના વચન એવા કહયાં, હાથ સાહયો બીજી મુઠી ભરતાં. છપન ભોગ જ્યાં ૩
વીનતા વચન તે વીપ્ર સમજ્યો નહીં, આલસ ઘર ભણી શીખ માગી;
નરસૈંના નાથે દુઃખળપણું ટાળીયું, દુખના દુઃખની ભીડ ભાગી. છપન ભોગ જ્યાં ૪

## પદ ૧૯ મું.

વીપ્ર ચાલ્યો વળી કૃષ્ણ સાથે મળી, ચાલતાં મારગે વીચાર કરતો;
આપ્યું મને કાંઈ નહીં ત્રીઠ જાણી નહીં, [illegible] શોચ [illegible] એજ [illegible]રતો. વીપ્ર ચાલ્યો ૧
અષ્ટ મહાસીધ્ધી તણી રૂધ્ધી નવનીધી ત[illegible], [illegible] માં રહ્યો ભોગ માણી;
કામની કાને હું દવારીકાં આવીયો, [illegible] નવ જાણી. વીપ્ર ચાલ્યો વળી. ૨
બાળ ગોપાળ જે વાટ જોતાં હશે, તેહને [illegible] એ શું કહેશું;
મીત્ર મોહન તણું હેત જ્યારે પૂછશે, કામની ને ઉત્તર કેમ દેશું. વીપ્ર ચાલ્યો ૩
એમ ચિંતા કરે નેત્રથી નિર ઝરે, કર્મની વાત મનમાંહિ ધારી;
નરસૈંનો નાથ તો અતિ ઘણો લોભિયો, પીતાંબરી પણ લિધી ઉતારી. વિપ્ર ચાલ્યો ૪

## પદ ૨૦ મું.

ધન્ય તું ધન્ય તું રાય રણછોડજી, દીન જાણી મને માન દીધું;
નહિં મુજ જોગ તે ભોગ પહોચાડિયા, આજ અમરીષથી અધિક કીધું. ધન્ય તું ૧
કનકને આસને મુજને બેસારિયો, રૂકમણી કૃષ્ણનો હાથ સ્હાતાં;
હેત કરિ કરિ હરી ચરણ તળાંસિયા, ખટરસ ભોજન ખાંતે ખાતાં. ધન્ય તું ૨

બાલપણા તણો સ્નેહ નવ વિસરિયો, મિત્ર મોહન તણી પ્રીત સાચી;
હેતથી હળિમળિ માન દીધું મને, રંક બેસારીયો કનક માચી. ધન્ય તું ૩
ધન્ય ધન્ય કૃષ્ણજી સંત સેવા કરી, ધ્યાન ધરતો હું નિજ દ્વાર આવ્યો;
રત્ન જડિત મણી ભવન શોભા ઘણી, દેવ શું દ્વારિકાં આંહીં લાવ્યો; ધન્ય તું ૪
કનકની ભૂમિને રત્નના થાંભલા, અર્કની જોત ઉદ્યોત દીસે;
આનને પાન વીહાર સ્થાનક ઘણાં, કામની નિરખતાં કામ હીસે ધન્ય તું ૫
સસ નંવ વરસની દીઠિ ત્યાં સુંદરી, નારિ નવજોબના બહુ રૂપાળી;
સોળ સણગાર તે અંગ સુંદર ધરયા, દેવ વિમાનથી રયા નિહાળી. ધન્ય તું ૬
સહસ્ત્ર દાસી મળી પાસે વીંટીવળી, કામની કંથની પાસ આવી;
સ્વામિ રે સ્વામી હું દાસી છું તમ તાણી, ચાલો મંદિર વિષે પ્રેમ લાવી, ધન્ય તું ૭
ગોમતી સ્નાન કરિ કૃષ્ણજી નિરખિયા, પુણ્ય પ્રગટ થયું પાપનાઠું;
તે થકી સ્મૃધ્ધિ આ સકલ તે સાંપડી, મટિ ગયું આપણું ભાગ્ય માઠું. ધન્લે તું ૮
કૃષ્ણ કહેતા તે નિજ ધામ પધારિયા, નવલ જોબન થયાં નર ને નારી;
વિનતી ઉચ્ચરતાં રજનિ વીતિ ગઈ, નરસીના સ્વામિની પ્રીત ભારી. ધન્ય તું ૯

## ઇતિ સુદામાના પ્રભાતિયા સંપૂર્ણ

---

## ગોપિયોના જન્મની તારીફ વિષે

### પદ ૨૧ મું.

સારમાં સાર અવતાર અબળા તણો, જે બળે બળિ ભદ્ર વીર રીઝે;
પુરૂષ પુરૂષાતન શું કરૂં હે સખી, જેયીનહિ માહરૂં કાજ સીજે. સારમા સાર ટેક ૧
મુક્તિ પર્યંતતો પ્રાપ્તિછે પુરૂષને, સત્ય જો સેવક ભાવ રાખે;
રસ ભરયું રૂસાણું નાથ નોહોરા કરે. તે નહિં નારી અવતાર પાખે. સારમા સાર ૨
ઇંદ્રઆદીક અજ ઇશ ને મહામુની, ગોપિકા ચરણ રજ તેહ વંદે
ગોપિથી આપનું અધમપણું લેખવે, નરપણું નવરૂચે આપનંદે. સારમા સાર ૩
વેદ વેદાંત ઉપનીશદો ખટમળી, જે મથીને રસ પ્રગટ કીધો;
તે રસ બાગ્યનિધિ ભામની ભોગવે, અહોનિશ અનુભવ સંગ લીધો. સારમા સાર ૪
સ્વપ્ન સાચું કરે ગીરીધર શામળો, પ્રણમું હું પ્રાંણપતિ પાણ જોડી;
પંથનુ જેમ પશુ પુંઠળ વળગ્યું ફરે, નરસીના નાથજી નાથ તોડી. સારમાં સાર ૫

## પરોઢિયે વેહેલા ઊઠવા વિષે.

### પદ ૨૨ મું.

રાત રહે જાહરે પાછલી ખટ ઘડી, સાધુ પુરૂષને સુઇન રહેવું;
નિદ્રાને પરહરી સમરવા શ્રીહરી, એક તું એક તું એમ કહેવું. ટેક ૧
જોગિયા હોય તેને જોગ સંભાળવા, ભોગિયા હોય તેને ભોગ તજવા;
વેદિયા હોય તેને વેદ વીચારવા, વૈષ્ણવ હોય તેને કૃષ્ણ ભજવા. રાતરહે જાહરે ૨
સૂકવિ હોય તેને સદગ્રંથ બાંધવા, દાતાર હોય તેને દાન કરવું;
પતિવ્રતા નારને કંથને પૂછવું, કંથ કહે તેતો ચિત્ત ધરવું. રાતરહે ૩
આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી;
નરસીના સ્વામિને સ્નેહથી સમરતાં, ફેર નવ અવતરે નરને નારી રાતરહે જાહરે ૪

---

## અભક્ત વિષે.

### પદ ૨૩ મું.

નંદના નંદસું નેહ જેને નહીં, તેરે માનવ ખર સ્વાન તોલે;
ભૂતળ ભાર કરવાને એ અવતરયા, પ્રેતની પેરે સંસાર ડોલે. નંદના નંદસું ટેક ૧
દ્રષ્ટી થકી ટળો ભોગ તેના બળો, શૈલપડો તેના મુખ માથે;
જીવતા જન તેતો જમ જેવા જાણવા, પ્રિત નહીં જેહને કૃષ્ણ સાથે. નંદના નંસુ ૨
કિર્તી શ્રીકૃષ્ણની જીભથી નવભણે, તેરે મુખે દેવરાય તાવું;
ભણે નરસૈયો જેણે હરિને જાણ્યા નહીં, તેહનુ કુટંબ સદાય કાવું. નંદના ૩

---

## ઇશ્વરનો પ્રેમ માગવા વિષે.

### પદ ૨૪ મું.

પ્રેમરસ પાને તું મોરના પીંછધર, તત્વનુ ટુંપણું તુચ્છ લાગે;
દૂબળા ઢોરનું કૂશકે મન ચળે, ચતુરધા મુક્તિ તારા ન માગે. તારો પ્રેમરસ ટેક ૧
પ્રેમની વાત પરિક્ષત પ્રીછયો નહીં, શુકજીયે સમજીને રસ સંતાડયો;
જ્ઞાન વૈરાગ્યકરી ગ્રંથ પૂરો કરયો, મુક્તિનો મારગ સુધો દેખાડયો. તારો પ્રેમરસ ૨
મારીને મુક્તિ આપી ઘણા દૈત્યને, જ્ઞાની વિજ્ઞાનિ બહુ મુનિરે જોગી; –
પ્રેમને જોગઠાતો વ્રજતણી ગોપિકા, અવર વિરલા કોઈ ભકત ભોગી. તારો પ્રેમરસ ૩
પ્રેતને મુક્તિ તો પરમ વલ્લભ સદા હેતુના જીવ તે હેતુ તૂટે;
જન્મો જનમ લીલા રસ ગાવતાં, લહાણના વહાણ જેમ દ્વાર છુટે. તારો પ્રેમરસ ૪

મે ગ્રહયો હાથ ગોપિનાથ ગરવા તણો, અવર બીજું કાઈયે નભાવે;
નરસૈંયો મહામતી ગાય છે ગુણકથી, જતિ સતિને તો સ્વપ્ને ન આવે. તારો ૫

## વામનજીના જન્મ વિષે.

### પદ ૨૫ મું.

બળિતણે દ્વાર હરિ વિપ્ર વામન હુવા, વેદની ધૂનગઈ ગગન ગાજી;
ઈંદ્ર પૃસ્થથિ બળિ આવ્યો ઉતાવળો, જેરે જોઈયેત દ્વિજ લ્યોને માગી બળિ ૧
એક પર્ણ કુટિતણો ઠામ ભણવા કરૂં, બોલવું તે મારે મૂળસાચું. બળિ તણે ૨
લ્યોને દ્વિજજી તમે નિપજયાં મંદિરો, ભૂમિશું માગીરે ત્રણ કરમાં;
લ્યોજી ભંડાર બહુ કૂચિયો સહિત વળિ, માગો હસ્તિ મારા રાખો ઘરમા. બળિ ૩
હસ્તિ ભંડારને હું લેઈ શું કરૂં, લોભિયાની નથી જાત મહારી;
આગે વિધાતાયે વામન નીરમ્યો, વ્રત રહેવું મહારે બ્રહ્મચારી. બળિ તણે દ્વાર ૪
ચેતજે તું બળી, શુક્ર કહે છળપડયો, વિષ્ણુ એ વામન વેષધારી;
અરવ જગન સમે દાન અવની તણૂ, પાત્ર એવું કયાંમળે મુને મુરારી. બળિ ૫
હરિતણા ચરણ ઉપર નિર નામતાં, નાળમાં ભ્રગુસુત પેઠા ચાલી;
રીસ રૂદયે ધરી ઘણું ઘણું રાયજી, નેત્રમાં દર્ભની સેર ઘાલી. બળિ તણે ૬
બાપડો બળિરાય પગતળે ચાંપીયો, પ્રભુ પાતાળનો કરીને થાપ્યો;
ભણે નરસૈંયો હરિ ભકત આધીન છે, ઈંદ્ર અવિચળ અધિકાર આપ્યો. બળિ તણે ૭

## બ્રમ્હજ્ઞાન વિષે.

### પદ ૨૬ મું.

જાગીને જોઉં તો જગત દીસે નહીં, ઊંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રમ્હ લટકાં કરે બ્રમ્હ પાસે. જાગીને ટેક ૧
પંચ મહા ભૂ પરિ બ્રમ્હ વિષે ઊપન્યા અણુ અણુ માહિં રહ્યા રે વળગી;
ફૂલને ફલ તે તો વૃક્ષના જાણવા, થડ, થકી ડાલતે નહિં રે અલગી. જાગીને ટેક ૨
વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતી સાખ્ય દે, કનક કુંડલ વિષે ભેદ નોયે;
ઘાટ ઘડયા પછી નામ રૂપ જૂજવાં, અંત્યે તો હેમનું હેમ હોયે. જાગીને ટેક ૩
જીવને શીવ તો આપ ઈછાયે થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈંયો એ તે જતું તે જતું, એને સમરયાથી કંઈ સંત સીધ્યા. જાગીને જોઉ ૪

## પદ ૨૭ મું.

શરિર શોધ્યા વિના સાર નહિં સાંપડે, પંડિતા પાર નહિં પામેં પોથે;
તાંદુલા મેલિને તુષને વળગી રયો, ભુખ નહિં ભાગે એમ ઠાલે તોથે. શરિર ટેક ૧
રસના સ્વાદમાં સર્વ રૂંધાઇ રહયા, વિગતિ ગુરૂ જ્ઞાનવિનારે ગુંથે; શરિર. ૨
શબ્દ શીખે ખરો સકળ વિદ્યા ભણે, અધ્યાત્મ ઉચરે આવી ઓથે;
પ્રપંચ પિંડમા રહયો અહંકાર નવ ગયો આથડયો એમ અનંત કોઠે. શરિર ૩
શાસ્ત્ર કથા કહે રજનિમા આથડા, એમ અજ્ઞાનમાં શીશ ગોઠે;
ભણે નરસૈંયો જે ભેદ જાણી જુઓ, મે તો રચીકહયું પદ ચોથે. શરીર ૪

---

## ઇશ્વરનુ ધ્યાન ધરવા વિષે

## પદ ૨૮ મુ.

ધ્યાન ધર ધ્યાન ધર નંદના કુંવરનું, જે થકી અખિલ આનંદ પામે;
અષ્ટ મહા સિધ્ધિ તે દ્વાર ઉભી રહે, દેહના દુકૃત તે દૂરવામે. ધ્યાન ધર ૧
મોરના પીછનો મુગટ મુસ્તક ધરે, કુંડળ મરાકૃત શ્રવણ લળકે;
નિલવટ તિલક તે સુભગ કેસરતણું, કંઠ મુકતાફળ હાર ઢળકે. ધ્યાન ધર ૨
પિતાંબર પલવટ કટિત રૂચીર છે, લલિત ત્રિભંગિવાળો વેણુ વાયે;
કદમના દ્રુત તળે રાધિકા રસ ભરી, હરજીને સંગ આલાપિ ગાયે. ધ્યાન ધર ૩
મોરલિની ધુનિ સુણી વનિતા વ્યાકુળ થઇ, ગોપિકા કેરડાં વૃંદ આવે;
નરસૈયાને મન આનંદઅતિ ઘણો; પુષ્પ મુકતા ફળ લેઇ વધાવે, ધ્યાન ધર. ૪

## પદ ૨૯ મું.

શા સુખે સૂતો સંભાર શ્રી નાથને, હોય તે હરિ વિનાકોણ સ્હાયે;
તાતને તાત સુત ભ્રાત ટોળે મળ્યા, દોહલી વેળા સૌ દૂર જાયે. શા સુખ સૂતો ૧
ઉંધે મસ્તક હુતો ઉગ્ર તપ આચરી, ભકિત કીધી ભગવાન કેરી;
અવતરી પાસ બંધાયો માયા તણો, લંપટી લાલચે લીધો ઘેરી. શા સુખે સૂતો
દિવસે ચોકશભમ્યો રાત નિદ્રા વિષે, સ્વપ્નમાં સાંભરે મોટી માયા;
પલક પરવાર નહિં હરિને ભજવા તણો, જયાં લગી જીવસંજોગ કાયા. શા સુખે સૂતો ૩
ધન ધામેકરી મોહિ રહયો લોભિયા, વેદના વીસરી ગર્ભ કેરી;
નાથ ત્રિલોકના હરિ ન સંભારિયા, જયારે રાખ્યો તોજઠરામાં ઘેરી. શા સુખે સૂતો ૪
જાગરે જીવડા વાજ આવ્યો ઘણું, કેટલો એક પ્રતિ બોધ કીજે;
નરસીન સ્વામિને નિત્ય સંભારતાં, દેહના દુકૃત દૂર કીજે. શા સુખે સૂતો ૫

## ઉપદેશ વિષે.

### પદ ૩૦ મું.

સાધુ સાચે ભજો ચરણ ગોવિંદના, માનવી દેહ તે તત્વ કહિયે;
કૃષ્ણકહો વળિ વળિ કૃષ્ણ કહો, કૃષ્ણ કહેતાં સઉ સૂખ લહિયે. સાધુ સાચે ભજો ૧
કૃષ્ણ સેવા તણી અમર ઈચ્છા કરે, મૂઢ મતિ માનવી કાંઈ ન જાણે;
કૃષ્ણનું નામ રખે રૂદયથી વીસરે, ધન્ય મા ધન્ય કૃષ્ણજ પ્રમાણે. સાધુ સાચે ભજો ૨
જેને જોવા મહા મુનિ જન વન ભમે, વીઠલો વંનમાં ગાયો ચારે;
ભણે નરસૈંયો જે ચતુર નર તે ખરો, અહરનિશ કૃષ્ણ શ્રી કૃષ્ણ ધારે. સાધુ સાચે ભજો ૩

### પદ ૩૧ મું.

પારકી હૂંશે મહત્તા કરે પ્રાણિયા, પુણ્ય પાખી સર્વ વાત ખોટી;
કહે તેં તો કર્ષણ કોદરા વાવિયા, કયાંથી જમે તું તો દાલ રોટી, પારકી હૂંસે ૧
કહે તેં તો દાન કદી આપ્યું અનતણું, કયાંથી દૂહે તું તો ઘેર ઝોટી;
કે તેં તો કથિર સોનારને આપિયું, કયાંથી પેહેરે તું તો કનકટોટી. પારકી હૂંસે ૨
પુણથી રિધ્ધિ છે પુણથી સિધ્ધી છે, પુણથી પેહેરશો ડગલો ડોટી;
ભણે નરસૈંયો તું પુણ્ય કર પ્રાણિયા, પુણ્યથી પામશે પદવી મોટી. પારકી હૂંસે ૩

---

## જશોદાના પુણ્ય વિષે.

### પદ ૩૨ મું.

ધન્યરે ધન્ય મહા પુણ્ય જશોદા તણું, પુત્ર ભાવે પરિ બ્રમ્હ રાજે,
નંદનો નંદ આનંદ થઈ અવતરયા, શેશ બળીભદ્ર સંગે બિરાજે. ધન્યરે ધન્ય ૧
અમર આહીર અરધાંગ ગોપાંગના, વૃક્ષવેલી સર્વ રૂષી રાણી;
ભક્તિ તે રાધિકા મુક્તિ જશોમતી, વ્રજ વૈકુઠ તે વેદવાણી. ધન્યરે ધન્ય ૨
નિગમ વસુદેવજી ગાય ગોપી રૂચાં, દેવકી બ્રમ્હ વિવાદ કહાવે;
બ્રમહા કર લાકડી વેણુ મહાદેવજી, પંચ વદન કરી ગાન ગાવે. ધન્યરે ધન્ય ૩
ઈંદ્ર અરજુન અહંકાર દુરયોધન, દેવતા સરવે અવતાર લીધો;
ધર્મ તે રાય યુધિષ્ટિર જાણજો, દાસનો દાસ નરસૈંને કીધો. ધન્યરે ધન્ય ૪

## જશોદા શ્રીકૃષ્ણને જગાડેછે તે વિષે.

### પદ ૩૩ મું.

ઉઠ ઉતાવળો ચાલ્યને વીઠલા, ગોવિંદ ગાય ને વચ્છ ધાવે;
જાગ્યને જાદવા જનની જશોદા વદે, કહાનકાં ઘણિ તને નિદ્ર આવે. ઉઠ ઉતાવળો ૧
દંત ધાવન કરો આળસ પર હરો, રજની તિમિર ગયું પહોર ફાટયું;
કૂરને કરમળો સેંન શીરાવતો, દહિરે દામોદરા થાય ખાટૂ. ઉઠ ઉતાવળો ૨
બારણા બહાર બળિભદ્ર ઉભા રહયા, જોરે વહાલા તારી વાટ જુવે;
નરસૈંના સ્વામિનુ મૂખડું દીઠડે, માતનું મનડું અતિરે મોહે. ઉઠ ઉતાવળો ૩

---

## ઇસ્વરની ભકિત માગવા વિષે.

### પદ ૩૪ મું.

મારા નાથજી મુજને ભકિત દેજો સદા દીન જાણીને સંભાળ લેજો;
ભકિત આપી ભલા ભાવથી ભુધરા, અંતે આવી અહો નીસ રહેજો. મારા નાથજી ૧
ભક્તિ કારણ મારો દેહ દુરબળ હજો, દેહ કારણ રખે સ્નેહ જાયે;
આજ મંનસાથ જદુનાથ જો વીસરે, વળતી વલે મારી કોણ થાયે. મારા નાથજી ૨
કર્મ કુડાં કરી ખાણુ ચારે ભરી, નાસવા નીસરયો નામ બારી;
કૃષ્ણ કિરતન વિના જામ જાએ વૃક્ષ, જેમ રહે જુગટે રૂધિ હારી. મારા નાથજી ૩
હું ગર્ભ નાના ફરયો નિત્ય ઊજાગરો, નવ ઠરયો નાથજી શરણ પાખે;
ભવવિષે બૂડતાં વારને બૂમ નહિં, બાંહય ગ્રહી મૂજને કોણ રાખે. મારા નાથ ૪
અલ્પ આયુષ્યમાં કલ્પના મનુષ્યને, આજ કીધું વળી કાલ કરવું;
સ્વાસનો શો વિસ્વાસ નહિં નિમિષનો, આશ અધૂરી ને એમ મરવું. મારા નાથજી ૫
ઉત્તમ મધ્યમ વરણ તું વીઠલા, પ્રગટ થઈને દરશન પમાડો;
નરસયા રંકને ટંક.કરૂણા કરો, દીન બંધૂ વળ્યો આંક આડો. મારા નાથજી મૂજને ૬

---

## ઇસ્વિર ઇચ્છાથી જે બને તેનો અફશોષ ન કરવા વિષે

### પદ ૩૫ મું.

જે ગમે જગત ગુરૂદેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચીતવ્યો અરથ કાંઈ નવસરે, ઉગરે એક ઉદ્વેગ ધરવો. જેગમે જગતગુરૂ. ટે૰ ૧
હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ સ્વાન તાણે;
સૃષ્ટી મંડાણ છે સર્વ એણીપેરે, જોગી જોગેસ્વરા કોઈ જાણે. જે ગમે ૨

નીપજે નરથી તો કોઈ ન રહે દુખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાયને રંક કોઈ દ્રષ્ટે આવે નહીં, ભવન પર ભવનપર છત્ર દાખે. જે ગમે ૩
સ્તુલતા પત્ર ફળફૂલ આપે થયા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચો.
જેહના ભાગ્યમાં જેહને જેલખ્યું, તેહને તેસમે તેજ પોહોચે. જે ગમે ૪
વ્યર્થ ગરબડ કરી વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મન ક્રમ વચનથી આપ માની લહે, સત્યછે એજ મન એમ સૂજે. જે ગમે ૫
સૂખ સંસારિ મિથ્યા કરી માન જે, કૃષ્ણ વિના બિજું સર્વ કાચું;
જુગલ કરજોડી કરી નરસૈંયો એમ કહે, જન્મ પ્રતિ જન્મ હરિનેજ જાચું. જે ગમે ૬

---

## ઇસ્વિરના સ્વરૂપ વિષે

### પદ ૩૬ મું.

અખિલ બ્રમ્હાંડમાં એક તું શ્રીહરી, જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવતું, તેજમાં તત્વતું, શુન્યમા શબ્દ થઈ વેદ વાસે. અખિલ બ્રમ્હાંડમાં ટેક ૧
પવન તું પાણિ તું ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહયો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એજ આશે. અ૦ બ્રમ્હાં૦ ૨
વેદ તો એમ વદે શ્રૂતિ સ્મૃતિ શાખદે, કનક કુંડલવિષે ભેદ ન્હોય;
ઘાટ ઘડિયા પછી નામ રૂપ જૂજવાં, અંત્યેતો હેમનુ હેમ હોય. અ૦ બ્રમ્હાંડમાં ૩
વૃક્ષમા બીજતું બીજમા વૃક્ષ તું જોઉં પરંપરો એજ પાસે;
ભણે નરસૈંયો એ મન તણી શોધના, પ્રીત કરૂ પ્રેમથી પ્રગટ થાશો. અખીલ બ્રમ્હાંડમાં ૪

---

## આત્મ જ્ઞાન વિષે.

### પદ ૩૭ મું.

જ્યાંલગી આતમા તત્વ ચીન્યો નહી, ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
મનુષ દેહ તાહરો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટી વૂઠી. જ્યાં લગી આતમાં ટેક ૧
શું થયું સ્નાન સેવાને પૂજા થકી, શું થયું ઘેર રહિ દાનદીધે;
શું થયું ધરિ જટા ભસ્મ લેપન કરે, શું થયું લાળ લોચન કીધે. જ્યાં લગી આતમા ૨
શું થયુ તપને તિરથ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલક ને તુલસી ધરયા થકી, શું થયું ગંગજળ પાન પીધે. જ્યાં લગી આતમા ૩
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગને રંગ જાણે;
શું થયું ખટદરશન સેવા થકી, શું થયું વરણના ભેદ આણે. જ્યાં લગી આતમા ૪

એ છે પરપંચ સહુ પેટ ભરવાતણાં, આત્મા સપ્ત પરિબ્રહ્મનજોયો;
ભણે નરસૈયોકે તત્વ દરશન વિના, રત્ન ચિંતામણિ જન્મ ખોયો. જ્યાં લગી આપમાત;

### પદ ૩૮ મું.

અલ્યા નામ પામ્યો પણ રામને નવલહયા, વૈષ્ણવ પદકેરાં બિરદ ઝાલે;
ઘર વચે પુત્ર વિના જેવું પારણું, વરવિના જેહવી જાન મ્હાલે. અલ્યાનામપામ્યો પણ. ટેક ૧
વ્યાધિની વેદના વિરવની નાટળે, ઠાલો ગગનમાં મેઘ ગાજે;
હરિનેજાણ્યા વિના હરિ કેરોજનથયો, વાતપકવાનથી ભુખનભાજે. અલ્યાનામપામ્યોપણ ૨
તું એમ જાણેજે હરિજન હું થયો, વિષ્ણુ પદગાઈ થયો ભકત ભવમાં;
કરણી તો કાગની હોડ કરે હંસની, હંસને તો હંશી કહાડે લવમાં. અલ્યનામપામ્યો પણ ૩
પંડમાં પ્રભુપણુ પ્રગટ પેખે નંહી, ફોગટ બ્રહ્મને દૂર ભાળે;
અગણિત બ્રહ્મનુ ગણિત લેખું કરે, દુષ્ટભાવે કરી માળ ઝાલે. અલ્યાનામપામ્યો પણ ૪
જો નિરાકારમાં જેહનું મન ગળે, ભિન્ન સંસારની ભ્રાંતી ભાગે;
દાસનરસૈયોતે તેને ચરણે નમે, જ્ઞાન વિજ્ઞાનની જોત જાગે. અલ્યાનામપામ્યો પણ
રામને નવલહયા. ૫

---

## હારમાલાનાં પ્રભાતિયાં.

### રાગ ઉપર પ્રમાણે.

### પદ ૩૯ મું.

તું શાનો ઠાકોર હું શાનો સેવક, માંરા કરમના લેખ ભુંશા ન જાયે;
મંડલિક હારને પેરેપેરે પરભવે, છબિજી હવે કેમ થાયે. તું શાનો ઠાકોર ટેક ૧
મુને કો કહે લંપટી કો કહે લોભિયો, કો કહે તાલ કૂટિયોરે ખોરે;
સાર કર શ્રી હરી દીન જાણી કરી, હાર આપેતો કહુ નાથમ્હોટો. તું શાનો ઠાકોર ૨
વેવાઈએમુજને અતિશે વગોવિયા, ઉષ્ણોદક મુકી ઉપહાસ્ય કીધૂં;
દવાદશ મેઘ ત્યાં મોકલ્યા શ્રીહરી, આપના દાસને માનદીધૂં. તું શાનો ઠાકોર ૩
જાહરે મુજને મહાદેવ કિરપા કરી, ત્યારે મેં લક્ષ્મી નાથ ગાયો;
મામેરા વેળાતો લાજ જાતી હુતી, ગરૂડ મુકીને તું ચરણ ધાયો. તું શાનો ઠાકોર ૪
મારે બેઉપાસે સુંદરી બાંહય કંઠે ધરી, કેશાવ કિરતન એમ થાયે;
અભુલીયા લોકતે અસત્ય વાણી વદે, પુન્યવંત લોકતે પ્રેમે ગાયો. તું શાનો ઠાકોરા ૫
હીરની દોરીયે હાર ગુંથાયો છે, વાણું વાસે તો નિજદાસ મરશે;
દયા કરીને હરી હાર આંલો મને, શામલા સાહાય તે કૂણ કરશે. તું શાનો ઠાકોર ૬
સોરઠમાં મુને સર્વ સાચો કહે, પુત્રિનુ મોસાળું સારૂ કીધૂં;
નાગરી ન્યાતમાં ઈંઢૂ ચડાવિયું, નરસૈયા ને અભેદાન દીધૂ. તું શાનો ઠાકોર ૭

## પદ ૪૦ મું.

ભોગલ ભાગિયે રાય દામોદરા, ઉઠ જદુનાથ દેવાધિ દેવા;
રાય મંડલિક મદ ભરચો એમ ઓચરે, નરસૈંયા નાગરની સાંચી સેવા. ભોગલ ભાગિયો, ટેક ૧
ભક્ત પાલક દયાળ દામોદરા, દાસ નરસૈંને શરણે રાખો;
પતિજછે મુજને પૂરણ તાહરી, નાગર સાથે હરિ નેહ દાખો. ભોગલ ભાગિયો ૨
નિશદિન નરહરી નામ રૂદિયે વસો, પતિત પાવન તારૂં બરદ કહાવે;
ગ્રહયાથકી તમે ગજ મૂકાવિયો, તેમ નરસૈયા નાગરને મુકાવો. ભોગલ૦ ૩

## પદ ૪૧ મું.

શ્રીકૃષ્ણ કૃપા નિધી કેશવા શ્રીહરી, હું અનાથ તું નાથ કહિયે;
મંડલિક હારને પેરેપેરે પરભવે, છબિલા વિના શર્ણું કોને જઇયે. શ્રીકૃષ્ણ, ટેક ૧
સંસાર પરહરી નામ તારૂં જપું, તો પ્રભુ કાંપેરે પેરે પીડે;
અંતરગત અવિલોકન શામલા, તુજવિના રૂદિયાસું કોણ ભીડે ૨
માહરા મંનમાં હરખ પૂરણછે, તો મારૂંદુઃખ પ્રભુ સેં નજાણે;
ભણે નરસૈંયો પૂરંણ પતિજ માહરે, મંડલિક મૂજને મારે વાણે, શ્રીકૃષ્ણ૦. ૩

## પદ ૪૨ મું.

સાર કર શ્રીહરી દીન જાણિ કરી, સન્મુખથૈનેતું જોને આજ;
અમો નાગર જાહેરહઠકરીબોલશું, નહિં રાખું ત્રિકમાં તોરી લાજ. સારકાર શ્રીહરી, ટેક ૧
ગોકુલ માંહિ તું ગાલો ખાતો ફરે, નવનીત આહારના લેતો ચોરી;
મહ્ન ચોરશું મુખનથી બેસરતો, અમો લાજ રાખૂંજ તોરી. સારકરશ્રીહરી ૨
અલ્યા બહુપેરે ગોપિને લાડલડાવિયાં, અન્ન આહારના લેતો ચાખી;
નટવા પણે રંગભોગ લીલા કરે, તે નાગર નરસૈંયો રહયોછે સાંખી. સાર કર શ્રીહરી ૩

## પદ ૪૩ મું.

મોગરડે શું મોહિ રહયો શામલા, હાર આપે તો તારી ખ્યાત વાધે;
નાગર તાહરૂં નામ ગાતો હતો, ત્રિકમ તુને કોઈ નહિં આરાધે. મોગરડે શું ટેક ૧
સરવ જાતી તણા લોક ટોળે મળ્યા, જેની સ્હાય કરશો તેની થાશે;
મૃત્યુને ભયે નરસૈંયો બિહિતો નથી, તાહરો જશ જગદીશ જાશે. મોગરડે શું ૨
રજની સઉ વહિગઈ લાજ રાખી નહીં, જોત ઝાંખી થઈ જાય દીવા;
કેશવા કંઠથી માલવડી કરો, પ્રેમે આરોપો નરસઈ ગ્રીવા. મોગરડેશું ૩

## પદ ૪૪ મું.

હારને કાજે શું હઠ કરે શામલા, જાચવા ને તોરી પાસ આવ્યો;
રાધિકા સંગ તું વાત બેઠો કરે, કે શું વૈકુંઠથી તુરે લાવ્યો. હારને કાજે શું ટેક ૧
તારૂં નામ વિશ્વંભર ધરયું તે વરાશિયે, નંદના છોકરા તું છાશ પીતો;
ઓઢતો કામલી હાથમાં લાકડી, ગાવડી ચારતો વંન રહેતો. હારનેકાજે શું ૨
મારે માત તું તાત તું ભ્રાત તું ભૂધરા, તુજવિના દુઃખતે કોને કહિયે;
ભણે નરસૈંયો તારા ગુણગાઈ જીવીયો, એકલા ભૂતલમાં કેમ રહિયે. હારને કાજે શું૦ ૩

## પદ ૪૫ મું.

હારને કાજે શું વિલંબ કરવો ઘણો, ન્હોય કૌસ્તુભ વિદ્રુમ માલા;
ઊજલાં પુષ્પને સૂત્રનો તાંતણો, તેણે શું મોહિ રહયો નંદલાલા. હારને૦ ૧
ઊંચને મૂકીને નીચને અનુસરયો, જોઈ નહિં જાદવા જાત દાસી;
રાજાની દીકરી રૂખમણી પરહરી, કુબજાને મંદીર ગયો નિવાશી. હારને૦ ૨
રજની અલપ રહી લાજ તારી ગઈ, જોત ઝાંખી થઈ જાય દીવા;
કેશવા કંઠથી માલવડીકરો, પ્રેમે આરોપો નરસંઈ ગ્રીવા. હારને૦ ૩

## પદ ૪૬ મું.

આલ્યને હાર સુત નંદ વસુદેવના, આવને અદ્યાપિ તારે લાજ થોડી;
કંસના ભયથકી નાસી ગોકુલ ગયો, રહયો આહીર સું પ્રીત જોડી. આલ્યને હાર ટેક ૧
તારી ગરજ માટે મા બાપ તેં બે કરયાં, સુરને અસુર મુનિ સર્વ જોતાં;
કંસનો વધ કરયો કારજ તારો સરયો, માબાપ મેહેલ્યાં તેં ત્રીજ રોતાં. આલ્યનેહાર ૨
ભક્તિ કરતાં તું આહીરનો નવ થયો, તો મુને હાર તું કેમ આપે;
ભણે નરસૈંયો રજની રે થોડી રહી, આલ્ય તસ્કર મુને શું સંતાપે. આલ્યને હાર ૩

## પદ ૪૭ મું.

ઉઠને શામલા મૂકી મન આંબલા, બોલ્યનહિં શું જઅભિમાન માટે;
આલ્યને હારકાં પ્રગટ હવડાં કરૂ, તેં કામ કીધું વંશી વટ ઘાટે. ઉઠને શામલાટેક ૧
અણવરી નાર તેં ભોગવી ભૂધરા, પરણતાં ગ્રથશું બેસે તારે;
હારને વાર થઈ ભાર ભાગી ગયો, શું કહું નાથજી વારે વારે. ઉઠને શામલા ૨
કલિજુગ માંહિં પ્રતિત ગઈ લાખેણી, વૈષ્ણવની વારે કોણધારો;
ભણે નરસૈંયો હું આજ હલવો પડયો, તાહરા ગુણ હવે કોણ ગાશે. ઉઠને૦ ૩

## પદ ૪૮ મું.

તને શૈકિરહિ રાધિકા રંગ જામ્યો ઘણો, રસીયા રજની રહિરે થોડી;
નંદના નંદ તું શાને આલસ કરે, નાગરા સાથે તેં પ્રીત તોડી. તને શેકીરહિ રા૦ટેકા ૧
દેવને પાલિને કામ પર જાલિને, ઈશપદ પામિયો ઉમયા સ્વામી;
શામલા તુજને લોક લંપટ કહે, થયો વ્યભિચારી કાનૂડો કામી; તને શેકિરહિ ૨
હઠકરે તેમશું હઠકરો શામલા, ત્રુટશે સ્નેહ ત્રિકમ તાણે;
ભણે નરસૈંયો જો જામની વહિગઈ, મંડલિક મારશે મુજને વાણે. તનેશેકિ૦ ૩

## પદ ૪૯ મું.

ઉઠરે અટપટા નાં બોલતો ચટપટા, લંપટા લાજ તારી કે જાશે;
વ્રજપતી રંગમાં કેલ ઘટા કરે, તુજવિના વારેતે કૂણ ધાશે. ઊઠરે અટપટા, ટેકા ૧
ઉઠ તું ચરવડી શું બેઠો હરબડી, વાત ધાડી પડી મૂજસાથે;
ભકત વત્સલ કહાવે તે ફોગટ ગયૂં, લાજ સેવકની તૂજ હાથે.ઉઠરે૦ ૨
જીવમારો જગમગે અંગ મારૂં ફગમગે, ડગમગે નેત્ર જોવાને રૂપ;
નરસૈંયો લગમગે લોકસઉ જગમગે, કોપિયો મંડલિક દુષ્ટ ભૂપ. ઉઠરે૦ ૩

## પદ ૫૦ મુ

નવ મેલે શામલા આવડા શા આંખલા, માંમલા મંનમાંકેમ રાખે;
કોટિ બ્રહ્માંડ પતિ ઝાઝુ શું કહું કથી, વાલા વીસારી મને કેમ નાખે. નવમલે ટેકા ૧
ગજ ને ઉગારિયો ગિરિ વર તારિયો, મારિયો રાવણ લંક ભૂપ;
રંક તું હારિયો કોણે તું તારિયો; નારિયો મોહિ રહયું નીજ રૂપ. નવ મેલે૦ ૨
મુકરે મરકટા જોઈતારી છટા, અડકે અંગ સુકાશે વાલા;
નરસૈંયો વીનવે પ્રીછવે શામલા, નિઠોર નથઈયે નંદલાલા. નવ મેલે શામલા૦ ૩

## પદ ૫૧ મું.

ખરે ખર કાનુડા તારૂં મન ચોદશ ભમે, જાણે નાગરકઈ દાન આપે;
આલ્યા નામ લક્ષ્મીવરા કરો લાલચ ખરા, રંકને લોભીયા શું સંતાપે. ખરે૦ટેક ૧
તાંદુલ લઈ રિધ વિપ્રને મોકલી, ભુવન કીધુ વૈકુંઠ સરખું;
મ્હારેતો દાનતું જ્ઞાનતું ભૂધરા, નિત્ય પ્રત્યેતારા ચરણ નિરખું. ખરે ખરકા૦ ૨
મન મોટું કરો હાર કંઠે ધરો, હરખિને વેહેલા મંડપ આવો;
ભણે નરસૈંયો રજનીરે થોડી રહી, દુષ્ટ બંધન થકી મુજને મુકાવો. ખરે ખરકા૦ ૩

## પદ પર મું.

સદા તું દયાલ હું દીન દામોદરા, હે દિનાનાથ જોને વિચારી;
ચરણને શરણુ આવ્યો કૃપા નાથ હું, કરો સંભાલ ગોપાલ મહારી. સદાતું૦ટેક ૧
દેવના દેવ સુણ દેવકી બાલકા, વિશ્વ પાલક એવું બરદ તારે;
એવું જાણી ઘટે તેમ કરો ત્રિકમા, અવરકોઅધિપતિ નહિરે મારે. સદા૦ ૨
જો મ્હારા કરમને ભાલવિશ ભૂધરા, તો પતિત પાવન તારૂં નામ જાશે;
છાંડતાં તો નથી છૂટવું શામલા, છાંડતાં તો ઉપહાસ થાશે. સદાતું૦ ૩
દુષ્ટ ભાવે થકી તેં હણી પૂતના, જમદુતના પંથથી તેં નિવારી;
મામકી નાર કિરતન કરી ઉધરી, તું વિના શરણુ કુણ કરે મુરારી. સદા૦ ૪
તારા નામથી દ્રુપતીને અંબર પુરીયાં, દ્રુપદ પામિયો અચલ આગે;
તેમ તારા નામનો નરસૈંયો જપકરે, રાખ્ય શરણે તુને લાજ લાગે. સદા૦ ૫

## પદ પ૩ મું.

દેવા ભકતનો ઇશતું વિષ્ણુ કહાવે સદા, કાંગવાનુ દાન તુને કેમ ભાવે;
વિપ્ર સુદામાને નવનિધ આપિતે, માહરી આગલ કેમ નાવે. દેવા ભકતનો૦ ૧
હવટાં કૃપણથયો જાણતો સેં નથી, સદા સેવક જન પ્રતિરે પાલ;
નાશીને ખુણે જઈ પેઠાશું શ્રીહરી, કાલય વનનો આણ્યો કાલ. દેવા૦ ૨
શિશુપાલ જરાસંધ કંસ નરકાસુર, તેહ તણાં બલમાન મોડયા;
પૂતના અગાસુર કેશી બકાસુર, વૈર ભાવે તેનાબંધ છોડયા. દેવાભકતનો૦ ૩
ભકિત ભાવે જેણે તુજને ઉપાશિયો, ગર્ભવાસ તે નઆવેરે વલતો;
ભણે નરસૈંયો હું ભાવથી વરણવું, રખે ત્રિકમમુને રાંખો ટલતો. દેવા ભકતનો૦ ૪

## પદ પ૪ મુ.

કેટલાએક મલિ વાત એવી કરે, દુષ્ટ બોલે મુખ વચન વાણી;
કામન મોહન કાંઇ એક એકને, મંત્ર બલે એણે આણ્યું પાણી. કેટલાએક મલી ટેક ૧
મંત્ર ને જંત્રની વાત જાણુ નહીં, કેવલ કૃષ્ણમે રૂદિયે ભાંખ્યે;
પ્રલ્હાદ કારણ સ્થંભમાં પ્રગટિયા, બાલક ધ્રુવને અવિચલ રાખ્યો. કેટલાએક મલી ૨
ચાર પદારથ સુદામાને આપીયાં, તીમઇ ફેડી ત્રિલોચન કીધો;
અમરિષ રાજાઉગારિયો શાપથી; ચક્રધરિને હરી શરણ લીધો. ૩
વેવાઇયે મંન વીચાર એવો કરી, મામેરાની ટીપ આપી માંડી;
ત્રણ સહસ્ર સાડલા ત્રણ સહસ્ર કાપડાં, ત્રણ સહસ્ર ચુંદડી ચીર સાડી. કેટલાએક મલી ૪

ત્રણ સહસ્ત્ર ચોલી કસબ કિનખાબની, રંગ જૂદાને શોભિત તાજા;
સાલુ ચણિયા બેઉ ખટ સહસ્ત્રજ મલી, નહિં નુકસાન કંઈ સર્વ સાજા. કેટલા એક મલી ૫
તેણે સમયે વેવાઈયે એવુ કહયું, તમ પુત્રની સહુએ હઠ માંડી;
સહસ્ત્ર બેચાર રૂપૈયા લે ઊછિના, નહિંકર રાતમાં જાય છાંડી. કેટલાંએ મલી ૬
દિકરીનુલે તેતો કુંભિ પાપે પડે, હોંસે હલાહલ કોણ ખાયે;
લક્ષ્મિનો નાથ લજ્જા મહારી રાખશે, મામેરૂં કરયા વિના નહિંરે જાયે. કેટલાએક મલી ૭
તેવેલા નાથજી લક્ષ્મિજી લેઇને, પ્રીતે પ્રભુજી મ્હારીલાજ રાખી;
નરસૈંયો વીનવે હાર આપો હરી, દાસના દુઃખ કેમ રહોછો સાંખી. કેટલાએક મલી ૮

## પદ ૫૫ મું.

કોણ આગલ જઈ વીનવું વીઠલા, શ્રીપતી લાજ રાખોને મહારી;
દ્રુપતી લાજને કાજ આવ્યા હરી, દુઃખપામી નહીં દાસી તારી. કોણ આગલ જઈ ટેક ૧
પ્રગટ થાઓ પ્રભુ ભૂતલ ભૂધરા, નરસૈના નાથ એવું બિરદ કહાવો;
સેવકનુ સંકટ ટાલિયે ત્રિકમાં, તોતમે કાનજી ભલારે ભાવો. કોણ આગલ જઈ ૨
લોક દેખે સહુ દુઃખદેછે બહુ, મંડલિક મદ ભરયો મૂઢપાપી;
નરસૈંયાના સ્વામી જેમ તેમ કરો, લાજ રાખી નાખો બંધ કાપી. કોણ આગલ જઈ ૩

## પદ ૫૬ મું.

શ્રવણે સૂનો થયો શામલા શ્રીહરી, લક્ષ્મિ નાથ શૂં નિદ્રા આવી;
બિરદ મોટૂં ધરયું પતિત્ પાવન તણું, શરણ આવે તેની બાંહય સાવી. શ્રવણે૦ ૧
દુષ્ટના દુષ્ટથી રાખ્ય રમા પતી, તમ વિના માહરે નહિં અવર સ્વામી;
દુરિજન લોકને મન આનંદ બહુ, અવર કોને કહું શીશનામી. શ્રવણે સુનો થયો૨ ૨
ફૂલની માળતે અધિક તુજને વશી, વીસરયો નાથ હું મન તારે;
નરસૈયાના સ્વામી વિલંબન કીજીયે, હાર આરોપિયે કંઠ મ્હારે. શ્રવણે ૩

## પદ ૫૭ મું.

દયા આણ્ય દામોદરા દાસની, તુંરે મારો ધણી વિશ્વ જાણે;
પ્રગટ થયું નામતે તું થકી શામલા, વીઠલા વિનતી મંન નાણો. દયા આણ્ય ટેક ૧
મારે મંત્રતું જંત્રતું ધ્યાન ધરણી ધરા, મિત્ર મોહન વિના નહિંરે બીજો;
હાર આપ્યા વિના લાજ કહો કેમ રહે, દીન દેખી પ્રભુ સેં નરીઝો. દયા આણ્ય ૨
સાર કીધા વિના નેટ નથિ છૂટવું, જો તારા ચરણની આશ આપી
નરસૈંયાના સ્વામી માન માગી કહું, દેહ દામોદરા તુજને સોંપી. દયા આણ્ય દામોદરા૦ ૩

## પદ ૫૮ મું.

પરણિને પારકે હાથશું ભાલવ્યાં, લાજ નાવેરે કંથ કેમ તુજને;
કોટી અબજ અપરાધ ક્ષમા કરી, મેહેર કરી માપસ રાખો મુજને. પરણિને પારકે ટેક ૧
દાસને દાસિના દુઃખડાં કાપવા, ધાઇને જાઓછો એક શ્વાસે;
આજ અલબેલડા ?જ સુણતા નથી, છુટકો નથી છબિલાજી નાસે. પરણિને ૨
જેવિ તેવી દાસિની લાજતો નાથને, પ્રીતમજી કેમ પ્રીતતોડી;
પ્રાણ જાશો તોય અવરને નહિં ભજું, હઠિલા નાકહુંછું બેહાથ જોડી. પરણિને ૩
સોલસહસ્ત્ર એકસો આઠ સ્ત્રી તાહરે, તેમા એક અધિક હું દાસિ તારી;
નરસૈયાના સ્વામી શું કહુ તુજને, હાર આપી સાર કરને મહારી. પરણિને ૪

## પદ ૫૯ મું.

વિશ્વ પાલક કરૂં વીનતી વીકલતા તુજવિના, દુઃખ કોણજાણે;
વલ વલતાં મબલીતા તપે જામની, ત્રિકમા નિદ્રાશું તજશો વહાણે. વિશ્વપાલક ટેક ૧
રોકયો શું રાધિકા કહયું જેનુ કરો, મુજપર દયાહરિ સેં નઆણે;
આવડો હઠ પ્રભુ નવ ઘટે તુજને, તુટશે સ્નેહ ત્રિકમ તાણે. વિશ્વપાલક ૨
આ અવસર નહિં સાચવો શામળા, તો તારી કીરતી કોણ વખાણે;
હાર નહિ આપો તો નરસૈને મારશો, રાડ લીધી મંડલિક રાણે. વિશ્વ પાલ૦ ૩

## પદ ૬૦ મું.

નંદના નંદન વાર લાગે ઘણી, દુરિજન લોકને શું હસાવો;
કોટી બ્રમ્હાંડમા ન્યુન નહિં તાંહરે, લક્ષમીવર તુને લાજ નાવે. નંદના નંદનવાર૦ ૧
પેરે પેરે પરાણમું માન માગી કરી, કઠણકાં થઇ રહયો કૃષ્ણ કામી;
કપટ ભાવે ભજયો તોય તુજને હરી, સાર સંભાળ કર જગત સ્વામી. નંદના૦ ૨
કોણ વેળા થઇ હાર આપે નહીં, સાંભળ શામળા વાત મારી;
નરસૈયાના સ્વામી માહરે દુખ નથી, મારતાં લાજ જાશેજ તારી. નંદના નંદ૦ ૩

## પદ ૬૧ મું.

પ્રથમ પ્રીતમાંડી હવે શું રહયો શામળા, ન્યુન તારે હરિ શીછે આજે;
કંઠમાં કુસમની માળ તું ગ્રહિ રહયો, તે કહો કૃષ્ણજી શાને કાજે. પ્રથમ પ્રીત૦ ૧
સાચી ભક્તિ કરૂં લોક જૂઠો કહે, કેમ તજી કાનજી નાશી જાઓ;
નાથજી તૂં વડો મંડળિક મદચડયો, વારે વિશ્વંભર વેલા ધાઓ. પ્રથમ પ્રીત૦ ૨

મેલ્ય માયા હવે પુષ્પના હારની, વાર લાગે ધણી વિશ્વનાથ;
નરસૈંયાના સ્વામી આશા તારી ઘણી, મૂકશો નહિં હરિ ગૃહયોરે હાથ. પ્રથમ પ્રીત ૩

## પદ ૬૨ મું.

હાર મધુ સૂદના આજ વ્હાલો થયો, રાખી રૂદેમા થયોરે સાંસો;
હાર માંહે હીરા હશે શામળા, લોભી લક્ષ્મી વરા તેં વિમાસો. હાર મધુ સૂદના ટેક ૧
મંડળિક ઊપર કૃપા કીધી ઘણી, દાસપરથી દયા તેં ઉતારી;
સંકટનો સાથિ નહિં તુજવણ શામળા, હે દિનાનાથ મૂકો નવિસારી. હાર મધુ સૂદના ૨
ભકત વત્સલ એવું બરદછે તાહરૂં, હુંરે વળગી રહયો તેની આશે;
પતિત પાવન હરિ નામછે તાહરૂં, વિપત પડે હવે શું વિમાસે. હાર મધુ સૂદના ૩
વાંક નહિં વીઠલા તમતણો તો રતી, પીડા પામું હરી મૂજ પાપે;
ભણે નરસૈયો મુને મંડળિક મારશે, જીવતો રહું જો હરિ હારઆપે. હાર મધુ સૂદના૦ ૪

## પદ ૬૩ મું.

હાર હૈયા વચ્ચે શુંરે રાખી રહયો, કૃપણ થયોરે તું કૃષ્ણ કાલા;
થોડીક વારનોપ રૂણો પ્રભુ તાહરો. રૂડું ગમે તે કરો નંદલાલ. હાર હૈયા વચ્ચે ટેક ૧
તાહરા બળતણી હિમ્મત માહરે, તુંરે આપીશ ને મારે લેવો;
તાહરા મંનમાં વાત કેવી હશે, દાસનો દાસછું જેવો તેવો હાર હૈયા વચ્ચે ૨
મરણથી માવજી હુંતો દરતો નથી, નેટ નિવારણ આ દેહ પડશે;
હાર આપ્યા વિના મંડળિક મારશે, તે અપજશ તારે શીર ચડશે. હાર હૈયા વચ્ચે ૩
કેટલી વેળા થઇ કરગરૂં કૃષ્ણજી, શું કહું, શામલા વારેવારે;
નરસૈયાના સ્વામી આવો ઊતાવળા. તુજ વિના ભકતને કુણ ઉગારે૦ ૪

## પદ ૬૪ મું.

હું જાચક તું દાતારા દામોદરા, માહરે મંન એ બરદ સાચૂં;
આપે નઆપે તોય તુંધણી ત્રીકમા, તુજવિના બીજા કોને નજાચું. હું જાચક ૧
ભકત સુદામાની સાર કરી શામળા, નવનિધી આપી ત્રુઠ્યા મુરારી;
ચતુરભુજતેં ચંદ્રહાસ ઊગારીઓ, કિરતી ગાયછે જગત સારી. હું જાચક ૨
ગુરૂ બાલક જેમ સદનથી લાવિયા, અરજુન પ્રતિજ્ઞા વાચા પાળી;
બ્રાહ્મણના દશ પુત્ર હરયા હુતા, વૈકુંઠનાથ તું લાવ્યો વાળી હું જાચક ૩
એવા ઘણાં વળી બરદછે તાહરાં, માહરૂં દુઃખ હરિ કહયુંરે તુજને
હાર નહિં આપોતો મંડળિક મારશે, નરસૈંયો કહે હરી રાખ્ય મુજને. હું જાચક૦ ૪

## પદ ૬૫ મું.

વાર થઈ વીઠલા વેગે વારે ચડો, નાગરી નાતમાં હાંસી થાયે;
ભક્ત ઉદ્ધારિયા અનેક આગે હરી, તમ વિના કાનજી કોને કહેવાયે. વાર થઈ૦ ૧
દ્રુપતી કાજ વેગે ધશી આવીયા, પૂરિયાં ચીર અનેક ભાતે;
રાખિયે લાજ કરો કાજ હરિ અમતણું, વિલંબ ન કીજે પ્રભુ એજ વાતે. વાર૦ ૨
જાગ્ય તું જદુપતી સહાય શ્રવણે સુણી, પ્રગટથઈ પુત્રિને માન દીધું;
છાખ છાયલને ચીર બહુ નવનવાં, પુરયાં પિતાંબર કાજ સીધ્યું. વાર૦ ૩
જયહરી જયહરી હાર આપો મુને, કેશવા કિરતી રહે જગમાં સાચી;
નરસૈયો નમિ નમિ કહે વાલા તૂજને, જન્મો જનમ તારી ભકિત જાચી. વાર૦ ૪

## પદ ૬૬ મું.

રાગ મેગમલહાર અથવા રામગ્રી રાગના પ્રભાતમાં પણ ગવાયછે.

જીરે ચોદશ જોઉ તારી વાટડી, મારો નાથ ન આવે;
મંડલિક ખડગ કાડી રહયો, મુને કુણ મુકાવે; ચોદશ જોઉ તારી વાટડી. ટક ૧
હઠીલાજી, હઠ મૂકીએ, હાર આપીએ મુજને;
મારયા પછી મારા નાથજી, લાજ લાગશે તુજને. ચોદશ જોઉ૦ ૨
જીરે ગજ કારણ ગરડ છાંડિયો, આણુંએર ઉન્નાણા;
નરસૈંયાને હાર આપતાં, આવડું શું રે રીસાણાં. ચોદશજોઉ ૩
જીરે વામન રૂપે બલી છલ્યો, ધરા ત્રણ પદ કીધી;
ઈંદ્રનુંઈંદ્રાસન રાખવા, સીધ બલનેરે દીધી. ચોદશ જોઉં ૪
જીરે મોસાલું કીધું ભલું, ગ્રથ ગાંઠેરે ન્હોતો;
લક્ષ્મિજી લેઈ પધારીયા, મુને કીધો સમોતો. ચોદશ જોઉં ૫
રામાસું રંગે રમો, પ્રભુ મુજને વીસારી;
છબિલાજી તમ કંઠથી, હાર આપો ઉતારી. ચોદશ જોઉ ૬
નરસૈંયો વિનતી વિનવે, રાય દામોદર સુજાણ;
તમે હુડે નથી બોલતા, મંડલીક અજાણ. ચોદશ જોઉં ૭

## પદ ૬૭ મું.

રાગ ઉપર પ્રમાણે

વિવિધ વિચારી પ્રીતડી, જોને શ્રીરંગ રાતો;
હાર નહિં આપો તો મારશે, મંડલિક મદ માતો. વિ૦ ટક ૧

કામી થયો તું કેશવા, મુને પર ભવે પાપી;
લોભી થયો લક્ષ્મિવરા, પુતના તેં સંતાપી. વિ૦ ૨
મ્હારી વારે ચડોને વીઠલા, નહિં તો બ્રદ તુજ જાશે;
નરસૈંયાને મંડલિક મારશે, તારા ગુણ કુણ ગાશે. વિવિધ વિચારી ૩

## પદ ૬૮ મું.

રાગ દેશી ફેર પ્રભાત

મહા હઠીલો મુખથી ન બોલે, જુઠડો છે જદુનાથ રે;
ધુતારો ધરણીધર જાણો, અટકયો ન મુકે વાત રે. મહા હઠીલો ટેક ૧
ગોકુલમાં તું થયો ગોવાલો, નવનીતકેરો ચોર રે;
ભલી ભગત સવરી ના એંઠે, જુઠા પ્રારયાંબોર રે. મહા હઠીલો ૨
પરાધિન થઈ પેટજ ભરતો, લેતો ગુજરીના ધાન રે;
નરસૈયા સાથે હારને કાજે, આવડું શું અભિમાન રે. માહાહઠીલો૦ ૩

## પદ ૬૯ મું.

મહા હઠીલો મુખથી ન બોલે, શામલો મહા કુજાત રે;
ધુતારો ધરણીધર જાણ્યો, અહિર જાત તર જાત રે. મહાહઠીલો ટેક ૧
ચંચલ લંપટ ચાડી ખાતો, સઘલે કરતો શોર રે;
ગોકુલમાં ગિરીધારી રહેતો, નવનીત કેરો ચોર રે. મહાહઠીલો ૨
તું ગુજરધનાઈને ઘેરે જાતો, ત્યાં તું ટાહાડો હુમરો ખાતો;
ધનાઈ બાંધતી ધાડો તાણી, ત્યાં હું મેલાવતો સારંગ પાંણી. મહાહઠીલો ૩
તે વેલા સંભારો વાહાલા, દ્યા મનમાં આણો રે;
મહારાજા મોંઘા નવ થૈયે, મને પોતાનો કરીને જાણોરે. મહાહઠીલો ૪
મારે રૂડે તારૂં રૂડું, મ્હારે ભુંડે તારૂં ભુંડું રે;
મારી પત્ય જાતાં તારી પત્ય જાશે, ત્યારે ગોકુલમાં કેમ રહેવાશે રે. મહાહઠીલો ૫
લોકો સહુ વરવાં બોલેછે, ઢાંક્ય મારાં કે ઉઘાડું તારાં;
નગર બરટક બોલા કહિયે, તે તમો નવઆણો હૈયે. મહાહઠિલો ૬
વ્રખભાણસુતાએ પકડી રાખ્યો, તુજ વણ કુણકરે સ્હાય રે;
નરસૈંયાને હાર નહિ આપો ત્યારે, તવિના જશ કુણ ગાયરે. મહાહઠીલો૦ ૭

## પદ ૭૦ મું.

રાગ મેવાડો.

નરસઈ મહેતા પોતાની પુત્રી કુંવરબાઈને કહે છે.

સાસરે પધારો રે મ્હારી કુંવરી રે, વિપ્રિત વેદનારે વિશાર;
પીયર તમારૂં રે પુત્રિ હુંકડું રે, છે શ્રી ગોકુલમાં પરિવાર. સાસરે૦ ટેક ૧
હરિ ગુણ ગાતાં રે ઘડપણ ઘાલજો રે, સત સંગે કરજો વલી સુવિચાર;
રૂદન મ કરશો રે રૂદિયા ફાટતે રે, નથી કોઈ આંસુનું લોનાર. સાસરે૦ ૨
મારેતો નિરધનનેરે પેટ તું પડી.રે, કાંઈ ન પામી તુંતો સુખ;
નિઠારને નાત્યરે નટ નાગર તણી રે, ઠામ ઠામ દીધાંછે બહુ દુખ. સાસરે૦ ૩
એમ ન કીજેરે મારા તાતજી રે, રાખો શ્રીનાથજી શું નેહ;
સાર ઘણીકીધીરે એણે શામળે રે, તે આજે કેમ દેશે છબીલોજી છેહ. સાસરે૦ ૪
જેણેને મામેરૂં રે હરિયે પહેલાં કરયું રે, રાખી દુષ્ટ સભામાં વલી લાજ;
હુંડીને શિકારીરે, હરિયે હેતસુંરે; તે હાર આપશે શ્રીમહાંરાજા. સાસરે પધારોરે ૫
સાસરિયે જઇને રે હવે હું શું કરૂં રે, જયારે રૂઠડા સારંગપાણ;
તમને જયારે રે મંડલિક મારાશેરે, ત્યારે અમે તજશું અમારારે પ્રાણ. સાસરે પધારોરે ૬

## પદ ૭૧ મું.

માનબાઇ કહેછે. રાગ મેવાડો

આધારને હુતોરે હરિ મુને તાહરો રે, અમો અબલા દુરબલ નાર;
પિતડલીને હુતીરે પેલા ભવ તણીરે, તે ત્રિકમજી પેલી કેમરે વીસાર. આધારને હુતોરે ૧
પટકુલ પ્રેમદાનારે પ્રીતે પૂરીયાં રે, રાખી દુષ્ટ સભામાં વલી લાજ;
દીન જાણીનેરે અમને દયાકરો રે, મેહેતાજીને મુકાવોને મહારાજ. આધારને હુતોરે ૨
ગૃહયાનેથકીરે ગજ મુકાવિયો રે, વારે તમે ધાયા અટવાણે ચર્ણ;
દાસના દોહયલાંરે તમે સાડીનવશાકો રે, શું સુતાછો અશરણ શર્ણ. આધારને હુતોરે ૩
સોરઠને સઘલુંરે હરજી હસાવિયુંરે, હારને ઘણી લાગી વાર;
હલવાને પડ્યાંરે સહુ હરખે ભરચાં રે, વારૂ નહીઈધું નંદકુમાર. આધારને હુતોરે ૪
ગુણલાં સાંભલિનેરે પ્રભુ સહીનવસકો રે, એકલા શોકરશો રે વિલાસ;
દીન જાણીનેરે અમને દયાકરો રે, પુરોઅમ અબલાકેરીરે આશ. આધારને હુતોરે ૫
વિનંતી અમારી સ્વામી તમે સાંભલો રે, છોજી તમે ભકત વત્સલ ભગવાન;
કરજોડિનેરે કરેછે વિનતી રે, માનબાઈ માગેછેરે માન. આધારને હુતોરે ૬

## પદ ૭૨ મું.

રાગ મેવાડો    રતનબાઈ કહેછે

દામોદર દીનનેરે દરશન દીજીયે રે, વાલા તારો મેહેતાજીરે દુભાય;
જનમો જનમનોરે દાસ તમારડો રે, શામલિયાજી કીધીછે બહુ સ્હાય. દામોદર૦ટેક ૧
નરસૈંયાનેરે મંડલિક મારશે રે, તમો પોહોચ્યા રાધાજીને ઘેર;
ગોપિયોનીસાથેરે પ્રભુજી રંગેરમો રે, સ્વામી તમ સેવકની શીપેર. દામોદર દીનનેરે ૨
પ્રિતડલીના બાંધ્યારે પ્રભુજી પધારજો રે, આવોજી રમિયે રાસ વિલાસ;
મોગરાનીમાલારે લેતા આવજો રે, પૂરો અમ અબલાકેરીરે આશ. દામોદર દીનનેરે ૩
બ્રમ્હાંડતો ભટકીરે અમો ભૂલાં પડ્યાં રે. પામ્યા શ્રીગોકુલમાં તો ઠામ;
નરસૈંયા સાથેરે લઇરહ્યા રૂસણું રે, તેમાં નહીસરે શામલિયાજી કામ. દામોદર દી ૪
વૃંદાને વનમાંરે લાડ લડાવિયાં રે, તેવી પ્રભુ પૂરો અમારીરે આશ;
વિઠલજી વિનંતીરે સેં નહીં સાંભલોરે, અમો હરી છૈએ તમારાંરે દાસ. દામો દરદીન૦ ૫
દીન જાણીનેરે અમને દયાકરોરે, નરસૈંયો મુકેછેરે માન;
એછે વિનંતીરે રતનબાઇનીરે, શામલિયાને કરેછેરે સાન. દામોદર ૬

## પદ ૭૩ મું.

રાગ મેવાડો    કાનબાઇ કહેછે

શામલિયા સનેહીરે અમઘેર આવજોરે, કહું મારા મનડાકેરીરે વાત;
મોગરાનીમાલરે લટકતી લાવજોરે, રસિયા જુવો વિતીગઇ બધીરાત. શામલિ૦ ટેક ૧
કોડતો કૃષ્ણજીરે કામનિના પૂરવારે, આવોજી સભામધ્ય મહારાજ;
મ્હેતાજીનેરે મંડલિક મારશેરે, લક્ષ્મીવર જાશે તમારીરે લાજ. શામલિયા સનેહીરે ૨
હાર ન આપ્યોરે અતિ હલવા પડ્યાંરે, તે તમને કેમ ગમેછે નાથ;
વિનંતી કરીને કાન તમને કહયુંરે, બુડતાંનો આવી ઝાલો હાથ. સામલિયા૦ ૩
પ્રિતડલી બંધાણીરે પ્રભુ તમથી ઘણીરે, અમો બીજાકોની કરિયે આશ;
વેલાતો વિતીછેરે જાગી જુવો જાદવારે, આસનથી ઉઠો શ્રીઅવિનાશ. શામલિયા૦ ૪
વિલંબ કરવાથીરે વાત વણશીજશેરે, પ્રિતમજી પધારોને આવાર;
કાનબાઇ કહેછેરે મોહનજી માનીયેરે, હરિ મારા નોધારા આધાર. શામલિયા૦ ૫

## પદ ૭૪ મું.

રાગ મેવાડો    પાનબાઇ કહે છે

મારા જીવનજીરે જદુપતી જાદવા રે, વિનંતી સુણોને વિશ્વાધાર;
શરણે તમારેરે છો હું શામલા રે, તોયે વાલા કેમ કરો નહિં વાર. મારાજીવ૦ ૧

સભા સહુ દેખતાંરે હાર હરિ આપીયે રે, બરદ પાળોને પોતાનુ શામ;
સહાય સેવકનીરે કોડે શ્રીજીએ રે, મેહેતાજીના મનની પૂરી હામ. મહારાજીવન૦ ૨

ગોકુળમાં ગિરધારીરે રક્ષાકરી ગાયની રે, ગોપિયોને ઘણાં લડાવ્યાં લાડ;
તેમ મેહેતાજીનીરે આશ પૂરીએ રે, અબળા માનુ તમારોરે પાડ. મારાજીવનજીરે ૩

જગમા જનમીનેરે અમો ભૂલાં ફર્યાં રે, નિચ ભકિત કરીને પામ્યાં દામ;
બાંહ્ય ગૃહ્યાનીરે લાજ બધી નાથને રે, પ્રિતકરી તમસું સુંદરશામ. મારાજીવન૦ ૪

તમારે જગત મારે ભકતો અનેકછે રે, અમારેતો એક તમે ભગવાન;
પાનખાઈ કહુછેરે પ્રભુજી પધારીયે રે, વાલા હાર આપીને રાખો માન. મારાજીવ૦ ૫

## પદ ૭૫ મું.

રાગ મારૂ સુરસેનાસખી કહેછે

શ્રીજી મહારી વીનતી રે, તમે સાંભળો સારંગપાણ રે;
સંકષ્ટ તમને શું કહું વાલા, તમોછો ચતુર સુજાણ. શ્રીજી મહારી ૧

દાસને દુઃખછે દોહલાં, તે કેમ સહોછો મહારાજ રે;
વિલંબ નકીજે વીઠલા, હવે ગઈ સેવકની લાજ. શ્રીજી મહારી વીનતી ૨

અમો હલવાં પડ્યાં દામોદરા, તો તારા ગુણ કોણ ગાય રે;
બરદ નપાળો ભુધરા, તો અમે કેમ જીવાય રે. શ્રીજી મહારી વીનતી ૩

સજ સેં નથાઓ શામલા, તમે ભોગલ ભાગો આજ રે;
હાર આપો હરી દાસને, જેમ જાય મંડલિકની લાજ રે. શ્રીજી મહારી વીનતી ૪

અમ વીના તમે એકલા, પ્રભુ શો કરશો વિલાસ રે;
પરસ્પર છે કાનજી, અમને તમારી આશ રે. શ્રીજી મારી ૫

જલહલતાછો શામસુંદરવર, અમો છુ તમારી નાર રે;
નેહ વિના નારી કેમરહે, કંઈકરો મન વિચાર રે. શ્રીજીમારી ૬

સ્વામી સેં નથી જાણતા, મન ઉતારોને રીસ રે;
અપરાધ અમારો ક્ષમા કરો, નામે સૂરસેના શીશ રે. શ્રીજીમારી ૭

અમો અબલા તમને નમું, અમને કરો પસાય રે;
નરસૈંયાને ઉગારીલીજે, ત્યારે હરિયાવૈકુંઠ રાય રે. શ્રીજીમારી ૮

સુરસેનાની વીનતી, સાંભલી દામોદરરાય રે;
આસનથી હરી ઉઠિયા, દાસને કરયો પસાય રે. શ્રીજી મારી વીનતી ૯

## પદ ૭૬ મું.

રાગ મારૂ

સુરસેનાનિ વિનતિ જાણી રે, આસનથી ઉઠયા સારંગપાણી રે;
જલહલતા પ્રભુ તે આવે રે, સખી હરખધરીને વધાવે રે. સુરસેનાની ટેક ૧
સઘલી બાઇને બીડી આપી રે, રીસે બળ્યા તે સઘલા પાપી રે;
નવ જાણે નરસૈયે વિચાર રે, આવ્યા મંડપમા મોરાર રે. સુરસેનાની ૨
મુખે બોલ્યા તે શ્રીજુગદીશ રે, નામી સર્વ સખીને શીશ રે;
તમારી સ્તુતી સહી નવ જાય રે, એમ બોલ્યા તે જાદવરાય રે. સુરસેના ૩
સર્વ સખિયે દીધું આલિંઘન રે, દીન બોલ્યા જગજીવન રે;
સર્વ સખીને સમરપ્યા હાર રે, નૈણે વહેછે જલની ધાર રે. સુરસેનાની ૪
તમે સાને કરો વિલાપ રે, હાર અરપું આપો આપ રે;
તમો વેચો તો વેચાઊં રે, કાચે તાંતણે બાંધ્યો આવું રે. સુરસેનાની ૫
બ્રહ્માદિકને વશ નહિં થાઊં રે, વેદ વિદ્યા હોએ ત્યાં ન જાવુ રે;
એવું બોલ્યા શ્રીજુગદીશ રે, નામી સર્વ સખીને શીશ રે. સુરસેનાની ૬
જેને મંન ઘણો અભિમાન રે, ત્યાંથી દૂર સદા ભગવાન રે;
હું તો સત્ય વચનજ ભાંખું રે, હું તો લજ્જા સેવકની રાખું રે. સુરસેનાની ૭
તમે જેરેમાગોતે આપું રે, તમ વચન કદી ન ઉથાપું રે;
તમને કહું વિસ્તારી વાત રે, મેહેતાજીની વધારૂં ખ્યાત રે. સુરસેનાની ૮
માટે કહોને કેદારો ગાય રે, તેવિના નહિં હાર અપાય રે;
હું તો જઈ બેસું આસંન રે, સત્ય માંનજો મુજ વચંન રે. સુરસેનાની ૯
તમો પ્રાણથકી છો પ્યાંરા રે, ક્ષણુ એક ન મુંકૂ ન્યારા રે;
એમ બોલ્યા દામોદર રાય રે, સહુ સખીયોને હરખ નમાય રે. ૧૦

## પદ ૭૭ મું.

રાગ આશાવરી

સખિયોરે જયારે હરખજ પામી, ત્યારે રીઝયા સારંગપાણીજી;
હશી હશી વચન શ્રીમુખ બોલ્યા, ધન્ય ધન્ય વૈષ્ણવ વાણીજી. સખિયોરે ટેક ૧
કુંવરબાઇ કહે કરજોડી, સાંભળો મહારા તાતજી;
દામોદર રાયે ઘણો વાલોછે, કેદારો સાક્ષાતજી. સખિયોરે ૨
ગિરિવરધારી ને કુંજવિહારી, તે સાથેછે હોડજી;
દામોદરસું પ્રીત બંધાણી, તે રાગ કેદારાની જોડજી. સખિયોરે ૩

મેહેતાજી મન સ્થિર કરી રાખો, નહિં મુકે નાથ તમારાજી;
દામોદર રાયને પ્રણે વાલોછે, તે ગાઓને રાંગ કેદારેજી. સખિયોરે ૪
મેહેતાજી કહે પુત્રી મહારી, દેવાળિયા કહેવાઈયેજી;
સાઠ રૂપૈયે ધરેણે મુકયોછે, માટે કોનો કેદારો ગાઈયેજી. સખિયોરે ૫
ધરાણીધર મેહેતાજીને મંદીર, ખત લખીને આપ્યુંજી;
તે રૂપૈયા આપ્યાવિના, જો ગાઉં તો જીભ કાપુંજી. સખિયોરે ૬
અટક સાંભળી મેહેતાજીની, સમરથ સારંગપાણીજી;
કેદારો મુકાવા ચાલ્યા, પ્રીત પુરવની જાણીજી. સખિયો રે જયારે હરખજ પામી ૭

## પદ ૭૮ મું.

રાગ કાલેરો

કેદારો મૂકાવાને ચાલ્યા, તે ભકતવત્સલ ભગવાન સ્વરૂપ;
ધરાણીધર મેહેતાજીને મંદીર, લઈ ચાલ્યા મેહેતાનુ સ્વરૂપ. કેદારો રે૦ ૧
ધનઆપી ખત માગીરે લીધું, મેહેતાનો મહિમા વધારયો રે બહુ;
ધરાણીધર નાગરને ઘેરે, એક અપાંગળી હુતીરે વહુ. કેદારો રે ૨
તેને ઘેલી કહિને સહુકો બોલાવે, તેને મંદિર પધારયા ભગવાન;
મસ્તક હાથ મુકીને ઉઠાડી, તેનુ રૂપ કીધું લક્ષ્મિજી સમાન્ય. કેદારો રે ૩
એકપંથ બેકારજ કરીને, હરિ આવ્યા જુનાગઢ મોઝાર;
મેહેતાજીને ખોળે ખત નાખ્યું, અંતિક્ષ રહિને દેવ મોરાર. કેદારો રે ૪
તેરે શ્રીપાંતે સરવે દીઠું, મંડલિક પાસે માગે માન;
નરસૈંયો ઈશ્વરનો સેવક, કહ્યુંકરો હુટિલા રાજાન. કેદારો રે ૫
અન્યો અન્ય સાહુ વાત કરેછે, ખત આપ્યું દામોદર રાય;
નરસૈંયાને મંદિર મોકલો, નહિંતો આપણો મહિમા જાય. કેદારો રે ૬
તળાજેથી તતક્ષણ આવ્યા, કહે ધરાણીધર સાંભળો રાય;
હરિના જન હરિ સરખા જાણો, મેહેતાજીને લાગો પાય. કેદારો રે મુકાવાને ચાલ્યા ૭

## પદ ૭૯ મું.

રાગ સારંગ

દવારિકા પોહોત્યા કમલાપતી, રામાનંદ પ્રત્યે કહે વિનતી;
તમે જુનાગઢલગી વેગે જાઓ, નરસૈયાનાગરને કરો પસાવો. દવારિકાં ટેક ૧
આવ્યા રામાનંદ સભા મોઝાર, એવે ધરાણીધર કહેછે વીચાર;
મેહેતાનેરૂપે આવ્યા ભગવાન, અપાંગ વહુ કીધી લક્ષ્મી સમાન્ય. દવારિકાં ૨

અર્ધ આપી ખત લીધું હરી, ધરણીધરે વાણી ઓચરી;
શ્રાપાત સાંભલીને દિલગીર થયા, મંડલિકરાય વિચારી રહયા. દવારિકા ૩

અન્યો અન્ય વારતા ઓચરે, વૈષ્ણવ સાથે દ્વેશ કોણ કરે;
દક્ષણવંત ગંગોદક ભર્યો, નરસૈયો નાગર વૈષ્ણવ ખરો. દ્વારીકાં ૪

ગાયે રત્ન ગલાશું રાય, રત્ન જડે ને જીવે ગાય;
એવી પ્રીત દામોદર કયાથી કરે, ભાગી ભોગલ હાર કંઠેધરે. દ્વારિકાં ૫

તે માટે મહેતાને મોકલો ઘેર, બ્રાહ્મણશું નવકીજે વેર;
વેરકીધે નવથાએ ભલું, તે માટે કહીએ એટલું. દ્વારિકાં ૬

એમ સભાજન સરવે કહે, તે તો મંડલીક સરવે લહે;
પ્રલંબ પરધાન વિચારે પેર, નરસઈયાને મોકલિએ ઘેર. દ્વારિકાં ૭

## પદ ૮૦ મું.

રાગ સારંગ.

રામનંદ સન્યાશી એણીપેરે કહે, એ કથા અધ્રવચ નવરહે;
કોઈ કોઈની કુડી પક્ષ કરે, તે સન્યાશી નરકે શંચરે. રામાનંદ૦ ટેક ૧

વૈષ્ણવ જનને નિંદે જેહ, કુંભીપાકે પડે નર તેહ;
પાંડુપુર નગરછે એક, તેમાં નામો ભક્ત વિશેક. રામાનંદ૦ ૨

નામદેવને હરિસું પ્રીત, રામાનંદ કહે શુભરીત;
બ્રાહ્મણે આણી મરતક ગાય, લઈ બાંધી સુલતાન સભાય. રામાનંદ૦ ૩

નામદેવે સજીવન કરી, તુલસી માલા કંઠે ધરી;
નામદેવ નરહરિ ગુણ ગાય, આવ્યા સમરથ વૈકુંઠ રાય. રામાનંદ૦ ૪

જુઠાલોક સહુ જોઈરહ્યા, વૈષ્ણવજન તે સાચા થયા;
ભગત જગતને આદ્યથી વેર, પ્રભુ સેવકની જાણે પેર. રામાનંદ૦ ૫

પ્રલ્હાદજીપર કોપ્યો તાત, વિભિષણને વીરે દીધી લાત;
અમરિષને દુરવાસા કોપીયો, ધ્રુવબાંલક તે વનમાં ગયો. રામાનંદ૦ ૬

ત્યાં મલિયા રૂશી નારદરાય, આપી મંત્ર કરયો વિદાય;
તેણે ધરયું હરિનુ ધ્યાન, પ્રસન થયા પોતે ભગવાન. રામાનંદ૦ ૭

ભક્ત જાણીને સુધ લીધ, ધ્રુવજીને તો અવિચલ કીધ;
સુધંનવા ઉગારયો હરી, તેલકડાને ટાહાડી કરી. રામાનંદ૦ ૮

પાંચાલીનાં પુરયાં ચીર, તેતો પોતે હલધરવીર;
માટે મહેતા તમને કહું, સંસાર ચરિત્ર હું સઘલું લહું. રામાનંદ૦ ૯

હાર લિધા વિના જઓ ઘેર, તો વૈષ્ણવની લાજરહે શીપેર;
ભાગી ભોગલને આપો હાર, ત્રિભુવન વરતે જયજયકાર. રામાનંદ૦ ૧૦
નિજ ધરમનો બેલી માહારાજ, ઠામ ઠામ જનની રાખે લાજ;
રહો વિશ્વાસે આણે ઠામ, હવે ડગમગ શું આવે કામ. રામાનંદ૦ ૧૧
મેતા તમારી ભક્તિ ખરી, હાર આપશે હેતે હરી;
રામાનંદ એણીપેરે ઉચરે, મેતાજી મનમાં હરખજ ધરે. રામાનંદ૦ ૧૨
કેદારો આલપીને ગાય, સર્વ સખીને આનંદ થાય;
જય દામોદર જય રણછોડ, નિજ ભગતના પુરો કોડ. ૧૩

## પદ ૮૧ મું.

રાગ કેદારો

મારો વાલોજી રાગ મુકાવીને આવ્યા, મેહેતો ખત વાંચીને ખુંખારે રે;
નાચે કુદેને તાલ વજાડે, મારો વાલોજી નવ વીસારે રે. મારો વાલોજી ટેક ૧
મધુરે સ્વરે કેદારો ગાયો, મ્હારો ગોરિયો ગમાણે આવ્યો રે;
ઠમકે ઘુઘરી નેપુર વાજે, મહારો રાગ કેદારો મુકાવ્યો રે. મારો વાલોજી ૨
પ્રગટ થઓ પાતલિયા સભામાં, મુજને આપો હાર રે;
આવો છબીલા શાઈડું દીજે, સાને લગાડો વાર રે. મારો વાલોજી ૩
મલપતા મંદિરમાં આવો, જાણો દીનદયાલરે;
સભા સર્વ દેખતાં કાનુડા, મારી કંઠે આરોપો માલ રે. મારો વાલોજી ૪
એમ કહી ખત મસ્તક મૂક્યું, સખિયો થાઓ સાવધાન રે;
જયજયકાર બોલે નરસૈંયો, સર્વ સખીયો કરો ગાન રે. મારો વાલોજી રાગ૦ ૫

## પદ ૮૨ મું.

રાગ પ્રભાત

દામોદર દિલ માંહે વિચારે, મેહેતો ભગતછે મ્હારો રે;
ક્ષણુએ મુજને નવવિસારે, ગણે પ્રાણથી પ્યારો રે. દામોદર ટેક ૧
એમ વિચારી ગયા અલબેલો, ધરણી ધરને ઘેર રે;
કેદારો મુકાવિ લાવ્યા, જુકતે જાણી પેર રે. દામોદર ૨
ખત લાવીને ખોલે નાખ્યું, તેતો સરવે જોયું રે;
મેહેતો મનમાં રાજી થયા બહુ, જોતાં મનડું મોહ્યું રે. દામોદર ૩
કોડેથી કેદારો ગાયો, તેતો મુજને ભાવ્યો રે;
ઉપમાં આપી મુજને બલધની, ગોરિયો ગમાણે આવ્યોરે. દામોદર ૪

## પદ ૮૩ મું.

રાગ પ્રભાત.

ભાગ્ય ભોગલ શામલિયા સાથી, દોલડા મુકાવો ને ગોવાલા રે;
આહિરને આવડો શો અટકો, આપો મોગરાની માલા રે. ભાગ્ય ભોગલ    ટેક. ૧
હવે ગાલ નહિં દઉં ગોવિંદજી, ક્ષમાકરો અપરાધ રે;
શિવવિરંચી તારો પાર ન જાણે, તેસુંકરયો મેં વાદ રે. ભાગ્ય ભોગલ    ૨
શુક શૌનકાદિક ધ્યાન ધરેછે, તે તું નંદકુમાર રે;
લક્ષ્મિવર મેં કહયો તુજને, લંપટ વારંવાર રે. ભાગ્ય ભોગલ    ૩
સેવક જનના બોલ્યા સામું, જોઈયેં નહિં જદુનાથ રે;
અવગુણ ભરિયો પણછું તારો, હેતે ઝાલો હાથ રે. ભાગ્ય ભોગલ    ૪
સુધ બુધ લજ્જા પ્રેમી જનમાં, નવ રહે લગાર રે;
પ્રેમ વચનમાં જે બોલાયું, વિઠલ વારંવાર રે. ભાગ્ય ભોગલ.    ૫
ગુણસાગરછો શ્રીગિરિધારી, બાનાની પત રાખો રે;
મેહેર કરી મહારાજા મુજપર, દાસને દરશન દાખો રે. ભાગ્ય ભોગલ    ૬
આવો આલિંઘન દીજે મારા વાલા, સુંદર મુખડું નિહાલું રે;
ભણે નરસૈંયો રજની વીતી, થયું ત્રૈલોકમાં અજવાલું રે. ભાગ્ય ભોગલ    ૭

## પદ ૮૪ મું.

રાગ પ્રભાત.

જાગ્ય જાગ્યરે જદૂપતી, રજની વિહાણી,
મંડલિક મુજને બાંહુબિવરાવે, જીવનલ્યો જાણી. જાગ્ય જાગ્યરે    ૧
અરૂણ ઉદયની વેલા થઈછે, હરાણી તો આથમી;
દીપક જોત્યો ઝાંખી થઈછે, કહું મસ્તક નામી. જાગ્ય જાગ્યરે    ૨
વલોણાંવાજે ને ઘંટીયોગાજે, પ્રેમદા ભરે પાણી;
કેસવજી તમેં કેમ ન આવ્યા, કોણે બાંધ્યા તાણી. જાગ્ય જાગ્યરે    ૩
મછકંદને કુંભકરણ ઝીલ્યા, તેની ઉંઘ તને આવી;
આલસુ કેમ બન્યા અલબેલા, શું બેઠા રીસાવી. જાગ્ય જાગ્યરે    ૪
દીનબંધૂછો દામોદરજી, હાર હરી આપો;
નરસૈંયો કહે નાથજી મહારાં, કષ્ટ તમે કાપો. જાગ્ય જાગ્યરે જદૂપતી    ૫

## પદ ૮૫ મું.

રાગ પ્રભાત.

ખત વાંચતાં હું ખંખારયો, તેની તમને ચડીછે રીસ રે;
સેવકના અપરાધજ સામું, શું જુવો જગદીશ રે. ખત વાંચતાં. ટેક ૧
શ્રીપતી સહાય કરો સેવકની, વેળા થઇછે ઝાઝી રે;
મોગેરાની માલા લઇને પધારો, મેતાજી થાયે રાજી રે. ખત વાંચતાં ૨
ઉડો ઉડો હરી થયું અજવાલું, ખોટી નથાઓ પલએક રે;
પ્રીતમજી પ્રેમેથી બેઠું, મુકાહો હરી ટેકરે. ખત વાંચતાં ૩
એવું સુણી ઉઠ્યા અલબેલો, થયો ત્યા બહુ કડાકો રે;
જાણે મેઘ ગાજયો અશાડો, એવો થયો ભડાકો રે. ખત વાંચતાં ૪
મોહનજી કહે સુણો મેહેતાજી, અંતર નથી તમ સાથે રે;
પ્રીત કરી તુજને પેરાવું, હાર હું મહારે હાથે રે. ખત વાંચતાં ૫
તુજવિના મહારે નવ ચાલે, હું પુરું તારી આશ રે;
એમ કહીને બન્ને ભેટ્યા, નરસૈં ને અવિનાશ રે. ખત વાંચતા ૬

## પદ ૮૬ મું.

રાગવસંત

કમાડ કકડિયાં ને ગગન ગડગડિયાં, મંડલિકના મંદીર;
ભોગલ ભાગીને તાલાંરે તૂટયાં, પધારયા શામશરીર. કમાડ કડકડિયા ને ૧
ખલભલિયાં ધડકો શીશાંરે, પડે પોલ પગાર;
નાઠા શૂર સભાથી સર્વકો, થઇરહ્યો હાહાકાર. કમાડ કડકડિયાને ૨
આસનથી ઉઠયા અવિનાશી, આવ્યા સભા મોઝાર;
સભા સરવે દેખતાંરે આપ્યો, આપ્યો મેહેતાજીને હાર. કમાડ કડકડિયા ને ૩
પીતાંબર પ્રીતે ઓઢાડયું, આપી કાને કુંડલ જોટ;
મસ્તક મુગટ સમરપી નાચે, જયજય શ્રીરણછોડ. કમાડ ૪
મુખ મોરલી મધુરી વજાડે, દીનોનાથ દયાળ;
રંગીલો છબીલો છોગાળો વાલો, તે લેભમરી કરતાળ. કમાડ ૫
જય જયકાર બોલે સહુ સભીયો, ધન્યધન્ય ગોકુળ રાય;
નરસૈંયાને ફરિફરિ ભેટે, હૈડે હરખનમાય. કમાડ કડકડીયાંને ગગન ગડગડીયાં ૬

## પદ ૮૭ મું.

રાગપ્રભાત

આકડિયે જો દ્વાર ઉઘાડી, હાર ગોપાળરાયે દીધો રે;
રાજા મંડલિક થરથર કાપ્યો, મેં મોટો અપરાધ કીધો રે. આકડિયે જો દ્વાર૦ ૧
સન્યાશી સૌ વિસ્મય પામ્યા, વરત્યો હાહાકાર રે;
જેને જેવો તેને તેવો, દીઠા દેવ મોરાર રે. આકડિયે જો ૨
નરસૈંઆશ્રમે નૃસિંહરૂપ દીઠા, મુકુંદાશ્રમે મુકુંદરૂપ રે;
અચ્યુતાશ્રમે અચ્યુતરૂપ દીઠા, માધવાશ્રમે માધવરૂપ રે. આકડિયે જો ૩
અદ્ભુતાશ્રમે અદ્ભુતરૂપ દીઠા, વિસ્વંભરે વિશ્વરૂપ રે;
વિશ્વેશ્વરઆશ્રમે વિશ્વરૂપ દીઠા, કેશવાશ્રમે કેશવરૂપ રે. આકડિયે જો ૪
રઘુનાથાશ્રમે રઘુનાથરૂપ દીઠા, ભીમે દીઠા રામ રે;
રાજાની માએ ચતુરભુજ દીઠા, રાણિયે દીઠા સુંદર શ્યામ રે; આકડિયે જો ૫
શ્રીપાતપંડિતે સુંદરરૂપ દીઠા, શીધરે દીઠા બ્રહ્મચાર રે;
બ્રહ્મભારથીયે બ્રહ્મરૂપ દીઠા, પ્રસાદપુરીયે ત્રીપુરાર રે. આકડિયે જો ૬
પ્રલંબપ્રધાને પ્રૌઢરૂપ દીઠા, મંડલિકે દીઠા કાલ રે;
સભાએ દીઠા સુંદર શિરોમણ, સજને દીઠા બાલ રે. આકડિયે જો ૭
જોગી ધ્યાનીયે જયોતીરૂપ દીઠા, કુંવરબાઈયે દીઠા પિતાય રે;
મેતાજીયે લટકાલો છોગાલો દીઠા, શ્રીગોકુલના રાય રે. આકડિયે ૮
અખવપાતેને જેવો તેને તેવો, વ્યાપી રહયો કરૂણાલ રે;
મેહેતાજીની કંઠે આરોપી, લઈ મોગરાની માલ રે. આકડિયે જો, ૯
રાગરાગનુ તાન મિલાવે, મોરલી મદન ગોપાલ રે;
જય જયકાર કહે સરવકો, હરિ ભક્તવત્સલ પ્રતિ પાલ રે. આકડિયે જો ૧૦
લોકસહુ રાજાને કહેછે, તમેં મોટો અપરાધ કીધો રે;
રમાનંદને રીસચડી બહુ, શાપ રાજાને દીધો રે. આકડિયે જો ૧૧
પ્રભુના જનને તેં બહુ પીડયો, કાંઈ ન વિચારયું આપ રે;
ત્રણ જનમ તું મ્લેછ થઈને, ભોગવજે તુજ પાપ રે. આકડિયે જો ૧૨
ત્યારે સુરસેનાએ હાથજસાહ્યો, રાજાને શાપ ન દીજે રે;
જેણે આપાણું ભુંડું કીધું હોય, તેનુ રડું કીજે રે. આકડિયે જો ૧૩
ત્યારે રાજા પસ્તાયો પોતે, આવી દંડવત કીધો રે;
મેં કુમતિયે કાંઈનમાન્યું, મારો એકે અરથ ન સીધ્યો રે. આકડિયે જો ૧૪

આગળ સુવર્ણ બ્રહ્મ પીળો આપી, તે કશું ન આવ્યું કામ રે;
કલિ જુગમાંહી હરિ ભકત મોટા, વલી નારાયણ નામ રે. આફ્રડિયે જો ૧૫

એવાત તે કોને કહિયે, મળ્યા પ્રધાનને સતર સન્યાસી રે;
નારાયણનો જનમેં દુભ્યો, હૈયેનજોયું વિમાસી રે. આફ્રડિયે જો ૧૬

ત્યારે મેહેતાજી એણીપેરે બોલ્યા, સાહિ રાજાનો હાથ રે;
વાંક સઘળોછે તારી માતનો, તેને પુછતું વાત રે. આફ્રડિયે જો ૧૭

રાજા જઈ માતને કહેછે, હવે શીપેર થાશે રે;
માતા કહે તેં કશુંનમાન્યું, જુનોગઢ તુજ જાશે રે. આફ્રડિયે જો ૧૮

વળતો રાજા એણીપેરે બોલ્યો, મા સઘળો તારો વાંક રે;
સાચું કહે જે નિપજ્યું હોયતે, હું થઈશ તારો રાંક રે. આફ્રડિયે જો ૧૯

વલતી માતા એણિપેરે બોલી, કહુંછું સાચું હુંય રે;
મ્લેછ સેવકનું મુખ મેં જોયું, પેટરહ્યો જવ તુંય રે. આફ્રડિયે જો ૨૦

દુષ્ટ તણું મુખ જોતાં આવો, નિરદય નિપજ્યો તંન રે;
કહયુંનમાન્યું પ્રથમ કોઈનું, પીડ્યા હરિના જંન રે. આફ્રડિયે જો ૨૧

એવું સુણીને મંડલિક મનમ પસ્તાયો બાહુ આપ રે;
નરસૈંયાને પીડા પમાડી, તેથી પામ્યો શાપ રે. આફ્રડિયે જો ૨૨

## પદ ૮૮ મું.

રાગ પ્રભાત

શ્રીદામોદરે દયાકરીને, નરસૈયા નાગરનો રાખ્યો રંગ;
સર્વ સેવકના સુખને કારણ, રાય મંડલિક કીધો મન ભંગ. શ્રીદામોદરે ટેક; ૧

કોકહે કામી ને કોકહે કપટી, પણ સેવકને તમારી આશ;
રાખી લાજ સભામા સાચી, દુરિજન સઘળા કીધા નીરાસ. શ્રીદામોદરે ૨

કલિજુગમાંહે પ્રત્યક્ષ દીઠું, નરસૈંયો ઝીતાડયો હોડ;
કાને કુંડલ ઘાલ્યાં મેતાને, પીતાંબર આપ્યું કટી છોડ. શ્રીદામોદરે ૩

એજારજાતે કાંઈન જાણ્યુ, વૈષ્ણવ સાથે કીધો વાદ;
પ્રજાજનો સાહુ એણિપેરે કહેછે, ઉતારયો હરિયે એનો નાદ. શ્રીદામોદરે ૪

જય જયકાર હવો સોરઠમાં, મેહેતાને આપ્યો હારજ હરી;
મંડલિક રાયનો મમત હરીને, નરસૈયા નાગરની રક્ષાકરી. શ્રીદામોદરે દયાકરી૦ ૫

## પદ ૮૯ મું.

રાગ પ્રભાત

મારા ઠાકોર દામોદરે, મારી સારકરી સંભારી રે;
વૈકુંઠથી વેગે આવીને, આપ્યો હાર ઉતારી રે. મારા ઠાકોર; ટેક ૧
ભક્તજનને વાલે લાડ લડાવ્યાં, સદાય છે સુખકારી રે;
અનેક ભકત આગે ઉધ્ધારચા, કૃપાકરી મુરારી રે. મારા ઠાકોર ૨
નૃપતી નિત્ય દાનદેતા સુવર્ણનુ, ન્હાતો ગંગાનીર રે;
પણ વૈષ્ણુથી દ્વેશજ કરતો. તેથી પામ્યો કલંક શરીર રે. મ્હારા ઠાકોર ૩
શુક શૌનકાદિક મુનિવર નારદ, નિગમ ચતુર મુખ ગાય રે;
હનુમાન સરખા તાલધરે તોએ, હરિગુણ કોણે ન ગણાય રે. મારા ઠાકોર ૪
જેની સેવા સુરિનર ઇચ્છે, સહસ્ર અઠયાશી ધાય રે;
અમર ઈંદ્રાદિક ગાંધર્વ અપ્સરા, ગુણ શ્રીહરિના ગાય રે. મારા ઠાકોર ૫
મામેરૂં મોહને કીધૂં. આપ્યાં વસ્ત્ર સણગાર રે;
મંડલિક દેખતાં મહારાજે મુને, હેતે દીધો હાર રે. મારા ઠાકોર ૬
સોરઠ જન જોવાને આવ્યા, પોહોત્યા મનના કોડ રે;
સકલ સભામાં લજ્જા રાખી, નરસૈંયો જીતાડયો હોડ રે. મારા ઠાકોર ૭
કલિજુગમાંહે કઠણ માનવી, પામર કેને ન પતીજે રે;
ભણે નરસૈંયો સુણો નારાયણ, ચરણ શરણ રાખી લીજે રે. મારા ઠાકોર૦ ૮

## પદ ૯૦ મું.

રાગ પ્રભાત.

શ્રીદામોદરે કીધી દયા જે, મુગટસહિત મુને આપ્યો હાર;
બાજુબંધ ને બેરખા આપ્યા, ત્રિભુવન વરત્યો જય જયકાર. શ્રીદામોદરે૦ ટેક ૧
રાજા તું ઘેલો થયો જે, ખડગ લઇને આવ્યો સંગ;
રસિયાજી સું રંગે રમતાં, રમાપતિએ રાખ્યો રંગ. શ્રીદામોદરે ૨
શાશારા ગુણ ગાઉ ગોવિંદના, ઠામ ઠામ રાખી મુજ લાજ;
અફલ ન થાએ એ અલબેલો, સારે સેવકજનના કાજ. શ્રીદામોદરે ૩
જે જન સેવે સાચા મનથી, તે ત્રિકમજી જાણે રે;
ભીડપડે જ્યારે સેવકને, સહાય કરે તે ટાણેરે. શ્રીદામોદરે ૪
સજજન સરવે સાચું માનો, એ હરી દીન દયાલ રે;
નિજ સેવકની લજ્જા રાખી, કંઠે અરપી માલ રે. શ્રીદામોદરે ૫

## પદ ૯૧ મું.

રાગ પ્રભાત.

શ્રીદામોદરના ગુણ ગાતાં, નરકો દુખિયો ન હોય રે;
સદા શામળિયો શરણે રાખે, સન્મુખ આવી જોય રે. શ્રીદામોદરના ટેક ૧
મૂરખ મૂઢ હિંડે રઝળતો, નવજાણે હરિનો મર્મ રે;
સમરણ કરતાં તરતજ આવે, પરિપૂરણ પરબ્રહ્મ રે. શ્રીદામોદરના. ૨
છેલ છબીલોને છોગાળો, નિત્ય નિત્ય તેને ભજીયે રે;
મંડલિક માન ઉતાર્યું જેણે, કહો કેમ તેને તજીએ રે. શ્રીદામોદરના ૩
સુખ દાતાની પુર્ણ કૃપાથી, અવિચલ પદ હું પામ્યો રે;
નરસૈના સ્વામીને જોતાં, ભવ ભય સઘળો વામ્યો રે. શ્રીદામોદરના ગુણ ગાતાં ૪

## પદ ૯૨ મું.

રાગપ્રભાત

વાલાના ગુણ શાશા કહું રે, અવસર આવી રાખે લાજ;
પતિત પાવન હરિ નામ તમારૂં, પ્રગટ થયાછો ભકતને કાજ. વાલાના ગુણ ટેક ૧
કૃપાકરી મુને હારજ આપ્યો, મંડલિક રાય થયો મનભંગ;
સભા સઘળી આશ્ચર્ય પામી, કૃપા તમારી પરમાનંદ. વાલાના ગુણ ૨
સાચી પ્રીતકરે જે હરિસું, તેના મનના પૂરે કોડ;
કૃપા કરી તમે નરસૈંયાને, ભકતવત્સલ પ્રભુ શ્રીરણછોડ. વાલાના ગુણ શાશા કહું રે૦૩

## પદ ૯૩ મું.

રાગ પ્રભાત

કર જોડીને દાસ વિનવે, હું સંત કૃપાએ સુખ પામ્યો રે;
ભકતના ચર્ણ રેણુયે નરસૈંયો, સકળ વેદના વામ્યો રે. કર જોડીને દાસ વિનવે ટેક ૧
અલ્પબુદ્ધિ અજ્ઞાની હતો હું, દેખા દેખી ચાલ્યો રે;
સાધુ સમાગમ નિશદિન કરતાં, હરજીએ હાથજ ઝાલ્યો રે. કર જોડીને ૨
પ્રજાજન સઉ ચરણે નમિયા, નગર તણા જે વાસી રે;
ભણે નરસૈંયો શ્રીહરી સેવો, ટળશે ભવદુઃખ ફાંસી રે. કર જોડીને ૩

## પદ ૯૪ મું.

રાગ પ્રભાત

ઓળંભો અફળ નહિં જાય મહારો વાલો, ઓલંભો શ્રીગોકુળ રાય રે;
કૃપાસાગરે કૃપા કરીને, કીધી મહારી સહાય રે; ઓલંભો ટેક ૧
ઓળંભો ધ્રુ પ્રલ્હાદ વિભિષણ, અમરિષ ને હનુમાન રે;
અક્રુર ઓધવ વિપ્રસુદામો, વિદુર ભકત વરદાન રે. ઓળંભો ૨
ઓળંભો વેગે દ્રુપદતનયા, ચરણે અહલ્યા તારી રે;
કુબજાનુ ચંદન માગીલીધૂ, ગોકુલ રાખ્યું મુરારી રે. ઓલંભો ૩
ઓલંભો વેગે વ્રજવિનતા, તારણ તરણ ગિરિધારી રે;
ઓળંભો પ્રીતકરી જે ભકતે, લીલા કુંજવિહારી રે. ઓળંભો ૪
સાંદિપને સુત આંણીઆપ્યો, વેદ વદે એમ સાચું રે;
મારો ઠાકોર એજ દામોદર, અહો નિશ એને જાચું રે. ઓળંભો ૫
ભકતવત્સલ સદા હરી દાતા, દીનોનાથ કહાવે રે;
નરસૈંયાના સ્વામીને સમરતાં, પુનરપી જનમ ન આવે રે. ઓળંભો ૬

## પદ ૯૫ મું.

રાગ પ્રભાત.

નિરખી લોક નગરના હરખ્યા, ધન્ય મેહેતાનો અવતાર રે;
મહિપતી આવી ચરણે લાગ્યો, કરે હરખે ઓછવ નરનાર રે. નિરખી ટેક ૧
અમે અબુધ મુરખ અજ્ઞાની, જાણી કડી વૈષ્ણવની વાત;
સ્વામી સેવકમાં ભિન્ન ન હોએ, શ્રુતીસ્મૃતી બોલે વિખ્યાત. નિરખી ૨
છબિલાજીના વાલા જે જન, તે સાથે નવ કરવો દ્વેશ;
સાચું પાસું શામલિયાનું, નિશ્ચે લખ્યો મટેનહિં લેખ. નિરખી ૩
દુરિજન સઘલા દુઃખજ પામ્યાં, જેણે કીધાં કૂડા કર્મ,
ભણે નરસૈયો તમે સુકૃતકરો સૌ, શ્રીધરણીધર રાખે ધર્મ. નિરખી ૪

## પદ ૯૬ મું.

રાગ પ્રભાત.

ધન્યતું ધન્યતું એમ કહે શ્રીહરી, નરસૈંયા તું હમારો ભકત સાચો;
મેહેલી પુરૂષાતન શખિને રૂપે થયો, તાહરો પ્રેમ જોઇ હું રે રાચ્યો. ધન્યતું૦ ટેક ૧

તુજમાંને મુજમાં ભેદ નહિં નાગરા, માન્યતું માહરી વેદવાણી;
હુજી પ્રતિત મહારી નથી તુજને, માગતાં મોકલ્યું ટાહાડું પાણી. ધન્યતું૦ ૨
મામેરૂં કીધું તે કેમ ગયો વીસરી, હાર આપ્યો તે પ્રત્યક્ષ ભૂપ,.
ચૌદભુવંનમાં તુજસમો કો નહી, માહરૂં તાહરૂં એક રૂપ. ધન્યતું ધન્યતું ૩
તાહરો અક્ષર ગાય ને સાંભલે, કૂલસહીત પવિત્ર થાએ;
ભણે નરસૈયો મિઠુંબોલી શું રીઝવો, કરજોડી કૃષ્ણજી સમ ખાએ ધન્યતું૦ ૪

## પદ ૯૭ મું.

રાગ પ્રભાત.

ધન્યતું ધન્યતું એમ કહે શ્રીહરી, ત્રિગુણ રહિત મંન થયુરે તારૂં;
કોટી બ્રહ્માંડનો પતિ કરે વિનતી, નરસૈંયા માન્યતું વચન મ્હારૂં. ટેક ૧
બ્રહ્મ શંકર શુક શનક આવે જતી, શેષ નારદ ધરે ધ્યાન મ્હારૂં;
મન ક્રમ વચન મુકીને તું અનુસરે, કોટી મુકતી તારે ચરણે વારૂં. ધન્યતું૦ ૨
જેવી વૃજસુંદરી તેવો તું નરસૈંયો. નિરમલ મને મારો જશ ગાયો;
રાસક્રીડા કરી તુજને મેં દાખવી, હાર આપવાને હું હોંસે ધાયો. ધન્યતું ધન્યતું ૩
વૃજલીલા મધ્ય કેલીમાં કાનજી, પુરૂપ નામે કોઈ પાસ નાવે;
આદ્યએ શ્રીહરી ત્રીજ વિનતા ખરી, નરસૈંવિના લાડ કુણ લડાવે. ધન્યતું૦ ૪

## પદ ૯૮ મું.

રાગ પ્રભાત.

સંસારનો ભય નિકટ ન આવે, કૃષ્ણ ગોપાલને ભજતાં રે;
ત્રિવિધીતાપ ટલે સહુ તનના, મોહ માયાને તજતાં રે. સંસારનો ભય ટેક
ધ્રુવની દ્રઢ ભક્તિને જાણી, અવિચલ પદવી આપી રે;
ભકત પ્રલ્હાદ ઉગારી લીધો, જનમ જરા જડ કાપી રે. સંસારનો ભય ૨
જે જન સાચો ભાવજ રાખી, જપે શ્રીજગદીશ રે;
શરણાંગત રાખે શામલિયો, કાપે સૌ મકિલ્મિષ રે. સંસારનો ભય ૩
શ્રી દામોદર જેવો દાતા, જગમાં ન કોય રે;
નરસૈંયો કહે નિશદિન જપિયે, સકલ કારજ સિધ હોય રે. સંસારનો ભય ૪

## પદ ૯૯મું.

રાગ કાલેરો.

મેહેતાજી અને દેઢલોકોના પ્રસંગવિષેનુ પદ.

ગીરી તલાટીને કુંડ દામોદર, ત્યાં મેહેતાજી નાવા જાય;
દેઢ વરણમાં દ્રઢ હરીભકતી, તે પ્રેમધરીને લાગ્યા પાય. ગીરીતલાટીને ટેક ૧
કરજોડીને પ્રાર્થના કીધી, વિનતી તણાં બહુ વધ્ધારે વચંન;
મહાનપુરૂષ મ્હારી અરજ એટલી, મ્હારેઆંગણે તમેકરો કિરતન. ગીરી૰ ૨
પ્રેમ પદારથ અમો પામિયે, વામિયે જનમ મરણ જંજાલ;
કર જોડતાંમાં કરૂણા ઉપજી, મેહેતાજી વૈષ્ણુવ પરમ દયાળ. ગીરીતલાટીને ૩
પક્ષાપક્ષી ત્યાં નહિં પરમેશ્વર, સમદ્રષ્ટીને સર્વ સમાન;
ગૌમૂત્રે તુલસી સ્થલ લીપજો, એવું વૈષ્ણવે આપ્યું લાકય દાન. ગીરીતલાટીને ૪
મેહેતાજીની શાથે આવ્યા, લાવ્યા પ્રસાદને કરયો ઉત્સવ;
ભોર થયાલગી ભજનજ કીધાં, સંતોષ પામ્યાં સૌ વૈષ્ણવ. ગીરીતલાટીને ૫
ઘેર પધારયા હરિજશ ગાતા, વાતા તાલને શંખ મૃદંગ;
હસિહસિ નાગરો તાલિયોલેછે, આ શા બ્રાહ્મણનારે ઢંગ. ગીરીતલાટીને ૬
મૌન ગ્રહીને મેતાજી ચાલ્યા, અધવધરાને શું કેશું;
જાગ્યા લોક નરનારી પૂછે, મેહેતાજી તમેં એવાશું. ગીરીતલાટીને ૭
નાત નજાણોને જાત નજાણો, નજાણો કંઇ વિવેક વિચાર;
કરજોડીને કહે નરસૈંયો, વૈષ્ણવનો મને છે આધાર. ગીરીતલાટીને૰ ૮

## પદ ૧૦૦મું.

રાગ પ્રભાત, કાલેરો.

એવારે એવા અમો એવારે એવા, તમો કહોછો વલી તેવા રે;
ભકતી કરતાં જો ભ્રષ્ટ કહેશો તોય, કરશું દામોદરની સેવા રે. એવારે એવા ટેક ૧
જેનું મન જેસાથે બંધાણું, પેહેલું હતું ઘરરાતું રે;
હવે થયુંછે હરિ રસમાં તું, ઘેરઘેર હિંડેછે ગાતું રે. એવારે એવા ૨
સઘળા સાથમાં હું એક ભૂંડો, ભૂંડાથી વલી ભૂંડો રે;
તમારેમન માનેતે કહેજો, નેહ લાગ્યોછે મને ઉંડો રે. એવારે એવા ૩
કર્મ ધરમની વાતછે જેટલી, તે મુજને નવ ભાવે રે;
સઘલા પદારથ જેથકી પામે, મારા પ્રભુની તોલે નાવે રે. એવારે એવા ૪
હળવા કરમનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વહાલા રે;
હરીજનથી જે અંતર ગણશે, તેના ફોગટ ફેરા ઠાલા રે. એવારે એવા ૫

## પદ ૧૦૧ મું.

રાગ કાલેરો.

મેહતાની સખી માનબાઇની વિનંતી

સાંભળોને શામળિયા વાલા, મારે તમથી નથી કાંઇ કાચું રે;
દુરિજન સૌમળિ આડું બોલે છે, રખે તે માનતા સાચું રે. સાંભળોને ટેક ૧
અંતરની જાણો અલબેલા, મેહેતાજી નાતછે મ્હારે રે;
સઉ મળીને મુજને સંતાપે, શું કહિયે વારે વારે રે. સાંભળોને ૨
નાગર સરવે નાત્ય મળીને, મેહેતાનુ નોતરું ટાળ્યું રે;
કંઠ કટારી ને દેહજ પાડું, જો પ્રભુ સામુ નવ ભાળ્યું રે. સાંભળોને ૩
જો મેહેતાજી જમવા નઆવેતો, મ્હારે તમારી શી માયા રે;
જોર નથી બીજું જગજીવન, પાડીશ મ્હારી કાયા રે. સાંભળોને ૪
નાગર સઉ નાહિ નાહિને આવ્યા, પેહેર્યાં પીતાંબર ભાવ્યા રે;
એક એકના ગરમાં ઢેઢ બેઠે, તેવા શામળિયે બતાવ્યા રે. સાંભળોને ૫
અંતર જામીયે અરજ સાંભળી, નાગર જમવા બેઠારે;
એક એક કરમાં અસ્થી લઇને, નાગરમાં ઢેડ પેઠા રે. સાંભળોને ૬
એક એકના મુખ સામું જોયું, આતે શું કહેવાય રે;
નાગર સઉ નાત બાહાર રહીશું, હવેક્યાં નાશી જવાય રે. સાંભળોને ૭
નાગર સરવે નાત મળીને, કીધો એક વિચાર રે;
જો મેહેતાજી જમવા નઆવે તો, નાત નિકળો ગામ બહાર રે. સાંભળોને ૮
ભકત રાજને જમવા તેડાવો, મન મનાવી લાવો રે;
કૃપાનાથ કૃપાવંત થઇને, હવે તે જમવાને આવો રે. સાંભળોને ૯
નાગર સરવે સાથ મળીને, મેતાને તેડવા પધાર્યારે;
શું છે મેહેતાજી જમવા નથી આવ્યા, વાટ જોઇ જોઇ અમો હાર્યા રે સાંભળોને ૧૦
મરડ નથી મેહેતાના મનમાં, તેડ્યા તતક્ષણ આવ્યા રે;
માનબાઇનો સ્વામી અધિક શિરોમણિ, સઘળાતે ઢેડ સમાવ્યા રે. સાંભળોને ૧૧

## પદ ૧૦૨ મું.

રાગ કાલેરો.

પ્રાણપે મુને વૈષ્ણવ વહાલા, અહરનિશ એને ધાઉં રે;
તપ તીરથ વૈકુઠ તજીને, વૈષ્ણવ હોય ત્યાં જાઉં રે. પ્રાણપે મુને ટેક ૧
અમરીષ મુજને અતીશય વહાલો, દુરવાશાએ મન ભંગ કીધો રે;
જગત ભગતની રક્ષા કરવા, અવતાર દશવાર લીધો રે. પ્રાણપે ૨

બેઠાગાય ત્યાં ઉભો સાંભળું, ઉભા ગાય ત્યાં નાચું રે;
વૈષ્ણવથી સાચું નહિં હું અળગો, ભણે નરસૈંયો સાચું રે. પ્રાણપે મુને વૈષ્ણવ૦ ૩

## પદ ૧૦૩ મું.

રાગકાલેરો.

હરિની ભક્તિ વિના જે જીવે, તેનો અફળ ગયો અવતાર;
તુળસીની માળાને તિળકજ પાખે, બીજા જુઠડા શા સણગાર. હરિની ટેક ૧
દશમાસ ઉદર દુઃખ પામ્યો, કિશું કારજ તેં ખર ભાર;
દેહ ધરી હરીદાસ ન કહાવ્યો, તેની જનુનીને ધિક્કાર. હરિની ભક્તિ ૨
વૈષ્ણવજન વાહાલા નહિં જેને, મિથ્યા ગયો તેનો અવતાર;
નરસૈંયાના સ્વામી વિના બીજા, અનેક મિથ્યા ધર્મ વિચાર. હરિની ભક્તિ વિના૦૩

## પદ ૧૦૪ થું.

રાગકાલેરો

ધન્ય ધન્યરે જીવતર વૈષ્ણવનું, જયાં જોઇયે ત્યાં હરિગુણ ગાય;
ચૌદ લોકમાં પેહેલી પુજા, નરનારી તે વૈકુંઠ જાય. ધન્ય ધન્યરે ટેક ૧
વૈષ્ણવકેરા કહું ગુણ લક્ષણ, તિલક છાપ ને તુલસી માળ;
વૈષ્ણવકેરો વેશ દેખીને, જમકિંકર નાસે તતકાળ. ધન્ય ધન્યરે ૨
જન્મ મરણના ફેરા છુટે, જમ જોખમથી રાખે અંગ;
સંસારમાંહે તે નર જીત્યા, જેને નિશદિન વૈષ્ણવ સંગ. ધન્ય ધન્યરે ૩
માતપિતા કેરૂં કુળ તારે, પાડોશી પાવન પરિવાર;
ભણે નરસૈંયો હરિગુણગાતાં, પુનરપી તેને નહિં અવતાર. ધન્ય ધન્યરે ૪

## પદ ૧૦૫ મું.

રાગઆશાવરી

નરસૈંયાને કીધી દયા, વૈકુંઠનાથ તે સન્મુખ થયા;
આપી માળા પરમ ઉમંગ, રમાપતીએ રાખ્યો રંગ. નરસૈંયાને કીધીદયા ટેક ૧
પંચ શબ્દ વાજે નિશાન, રાય કરજોડી માગેમાન;
રાખો મેહેતાજી જાણો મહિમાય, નિચો નમીને લાગ્યો પાય. નરસૈંયાને ૨
દ્રષ્ટીથકી દુષ્ટ અળગો જા, પોડે દહાડે મ્લેછજ થા;
વૈષ્ણવજનની નિંદાકરે, નિશ્ચય તે નરકે સંચરે. નરસૈંયાને ૩

નિશદિન લેશે હરિનુ નામ, તેના સરશે સઘળાં કામ;
ભણે નરસૈંયો જે સેવા કરે, પુનરપી તે જન નવ અવતરે. નરસૈંયાને કીધી દયા ૪

## પદ ૧૦૬ મું.

રાગ પ્રભાત

તમારી કૃપાહવી મારાવાલા, મુને જે આપો તે થોડું રે;
દીનાનાથ દામોદરનો હું, દાસથઈ કરજોડું રે. તમારી ટેક ૧
જયદેવને જે કૃપાકરી તે, સઘળે લોકે જાણી રે;
તેમજ મુજને હાર આપ્યો તે, તમારી કૃપા ગણાણી રે. તમારી ૨
ધન્ય સોરઠને ધન્ય એ માળા, ધન્ય આશાવરી રાગરે;
ભણે નરસૈંયો ભલે અવતરિયા, કૃષ્ણ ભજયાનો લાગ રે. તમારી કૃપાહવી ૩

## પદ ૧૦૭ મું.

રાગ ગોડી

મંડલિક આવી લાગ્યો પાય, ક્ષમા કરો હું મંદમતી રાય;
પ્રસંભ પ્રધાન વિનય બહુ કરે, સ્રિયો નઇણે નીરજ ભરે. મંડલિક ટેક ૧
શ્રીપાત સરવે મેહેતાજીને નમ્યા, અમો અતિશય તમને દમ્યા;
અમે અજ્ઞાન થયા મહારાજ, રાખી દામોદરે તમ લાજ. મંડલિક ૨
ભીમ મેહેતાજીને પ્રણામજ કરે, સન્યાસી વિનય વચન ઉચરે;
દવેશી નાગર ઘેરજ ગયા, વૈષ્ણવ સર્વે રળિયાતજ થયા. મંડળિક ૩
એ હરિજનનો મહિમા રહયો, રાય મંડળિકે પરતો લહયો;
સભા સર્વજન બોલે પેર, મેહેતાજી પધારો ઘેર. મંડળિક ૪
સખિયો સહિત ઇચ્છા તેણીવાર. સર્વ બોલે ત્યાં જય જયકાર;
મેહેતાજી આવ્યા મંદીર માંહે, વૈષ્ણવજને વધાવ્યા ત્યાંહે.
નરસૈંયો કહે જપો હરિનામ, દામોદરને કરો પ્રણામ. મંડળિક ૫

## પદ ૧૦૮ મું.

રાગ આશાવરી

સંવત પંદર બારોતરામા, ચૈત્ર સુદ સપ્તમી રવીવાર રે;
અતિઆનંદે માળા ગાઈ, નરસૈંયો ઉતરયો પાર રે. સંવત પંદર ટેક ૧
વૈધૃત વ્યતિપાત એકાદશી દિન, વૈષ્ણવ મુખ સંભળાય રે;
અગમ અગોચર પાતક તેના, તે સઘળાં બળિ જાય રે. સંવત પંદર ૨

જે જન સાંભળે ભાવ ધરીને, નરનારી દુખિયા નથાય રે;
ભણે નરસૈયો તે વૈકુંઠમાં, ગરૂડે ચડીને જાય રે. સંવત પંદર બારોતરામાં ૩

## ઇતિ હાર માળાના પદો સંપૂર્ણ

---

## આત્મજ્ઞાન વિષે.

### પદ ૧૦૯ મું.

રાગ પ્રભાતી

જયાંલગી આતમા તત્યચીન્યો નંહી, ત્યાંલગી સાધના સર્વ જૂઠી;
મનુષદેહ તાહરો એમ એળેગયો, માવઠાની જેમ વૃષ્ટી વુઠી. જયાંલગી આતમા કેક ૧
શું થયું સ્નાન સેવા પુજાથકી, શું થયું ઘેરરહિ દાન દીધે;
શું થયું ધરિજટા ભસ્મલેપન કરે, શું થયું વાળ લોચન કીધે. જયાંલગતી ૨
શું થયું તપ ને તિરથ કીધાથકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલકને તુલસી ધરયાથકી, શું થયું ગંગજળ પાન પીધે. જયાંલગી ૩
શું થયું વેદ વ્યાકરણ વાણીવદે, શું થયું રાગને રંગ જાણે;
શું થયું ખટદરસન સેવાથકી, શું થયું વરણ ના ભેદ આણે. જયાંલગતી ૪
એછે પરપંચ સહુ પેટભરવાતણાં, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈંયો કે તત્વદરશન વિના, રત્ન ચિંતામણી જનમ ખોયો. જયાંલગી ૫

### પદ ૧૧૦ મું.

રાગ પ્રભાત

અલ્યા નામ પામ્યો પણ રામને નવલહયા, વૈષ્ણવ પદ કેરાં બારદ ઝાલે;
ઘરવચે પુત્રવિના જેવું પારણું, વરવિના જેહવી જાન મ્હાલે. અલ્યા નામ૦ ૧
વ્યાધિની વેદના વિશ્વની નાટળે, ઠાલો ગગનમાં મેઘગાજે;
હરિને જાણ્ય વિના હરિકેરો જનથયો, પકવાનથી ભુખ નભાજે. અલ્યા નામ ૨
તું એમ જાણે જે હરિજન હું થયો, વિષ્ણુ પદગાઈ થયો ભકત ભવમાં;
કરણીતો કાગની હોડકરે હંસની, હંસનેતો હરીકાઢે લવમાં. અલ્યા નામ ૩
પંડમાં પ્રભુપણ પ્રગટ પેખેનહીં, ફોગટ બ્રહ્મને દૂરભાળે;
અગણિત બ્રહ્મનુ ગણિત લેખુંકરે, દુષ્ટ ભાવેકરી માળઝાલે. અલ્યા નામ ૪

જે નિરાકારમાં જેહનું મનગળે, ભિન્ન સંસારની ભ્રાંતીભાગે;
દાસ નરસૈંયો તે તેને ચરણનમે, જ્ઞાન વિજ્ઞાનની જ્યોતજાગે. અલ્યા નામ

### પદ ૧૧૧ મું.

રાગ રામગ્રી

પઢોરે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે;
પાસે બંધાવી પાંજરૂં, મુખ રામ જપાવે. પઢોરે પોપટ ટેક ૧
પોપટ તારે કારણે, લીલા વાંસ વઢાવું;
તેનું ઘડાવું પોપટ પાંજરૂં, હીરા રતને જડાવું. પઢોરે પોપટ ૨
પોપટ તારે કારણે, શીશીરસોઈ બનાવું;
સાકરના કરી ચૂરમાં, ઉપર ઘી પિરસાવું. પઢોરે પોપટ ૩
પાંખ પીળીને પગ પાંડુરા, કોઠે કાઠલોકાળો;
નરસૈંના સ્વામીને ભજો, રાગતાણી રૂપાળો. પઢોરે પોપટ રાજા રામના ૪

### પદ ૧૧૨ મું.

રાગ રામગ્રી

કોણ એ સમાના કામની, દતકુળિયલ રામા;
દ્રુપદીની લજ્જા રાખવા, હરી ઉભાછે સામા. કોણએ સમાના કામની ટેક ૧
વાલોજી ગયાતારે વાડિયે, સરવે સુંદરીસાથે;
સેલડીનો સાંઠો છોલતાં, છરી ખેંચીછે હાથે. કોણ એ સમાના ૨
માનીતી મંદીર પધારિયા, ચાંથરડીરે લેવા;
દ્રુપદીએ ચીર વેરિયું, હરિને પાટો બંધવા. કોણ એ સમાના ૩
ત્રીકમે તેના તાંતણાં, લખી રાખ્યાછે લેખે;
નવસે નવાણુ ચીર પૂરીયાં, સઘળી સભારે દેખે. કોણ એ સમાન ૪
ગરૂડેચડીને ગોવિંદ આવિયા, આવ્યા અંતરજામી;
ભકત ઉધ્ધારણ ભુધરો, મેતા નરસૈંનો સ્વામી. કોણ એ સમાના કામની ૫

### પદ ૧૧૩ મું.

રાગ રામગ્રી

આવો અમારે દેશડે, મીઠા મોહન માવા;
દહિદુધને વળી ઘુતઘણું, ખીરમાંડાને ખાવા. આવો અમારે દેશડે ટેક ૧

રસોઈ કરી ભાત્ય ભાત્યની, કાન તમારે કાજે;
પ્રીતમ પ્રીતે પધારિએ, કૃપા કરીને આજે. આવો અમારે દેશડે ૨
ગંગા જલમેંતો ગરમ કરયું, નાથ તમારે નાવા;
આપું પીતાંબર પેહેરવા, આરોગો પરશાદ પાવા, આવે ૩
અરજ સુણી અલબેલડો, પ્રેમે આવ્યાછે ધાઈ;
ગોપીયો દેખી ઘેલીયઈ, અતી મન હરખાઈ. આવો અમારે ૪
ભાવેથી ભોજન માંડિયાં, બીડી પાનની દીધી;
ઘણાં દિવસની ગોઠડી, કાન આગલ કીધી. આવો અમારે ૫
પ્રેમની સાંકલે બાંધિયા, હવે નહિં દેઉં જાવા;
નરસૈંના સ્વામી શામળા, આરોગો ગોકુળ ગાવા. આવો અમારે ૬



## રણછોડ કૃત રામગ્રી રાગના પ્રભાત.

### પદ ૧૧૪ મું.

રાગ રામગ્રી.

વનચર વીરા વધામણી, કહેને ક્યાંથકી આવ્યો;
આરે મુદ્રિકા શ્રીરામની, કહેને ક્યાંથકી લાવ્યો. વનચરવીર ટેક ૧
આરે મુદ્રિકા શ્રીરામની, કોઈને જોવા ન જડતી;
તે તારે હાથે આવીચઢી, મુને કળ નથી પડતી. વનચર વીરા ૨
બોલજ બોલ્યને બાંધવા, સાચી સંભળાવે વાત;
જવાળા ઓલવજો જાનકી, કુશળછે રઘુનાથ. વનચર વીરા ૩
કોપકરી મારે કંથજી, કેમ હાથે નમારી;
કપુર લઈ ચાલ્યું કાગને, મારે વાંસે વિસારી. વનચર વીરા ૪
નાથ નમેરા કેમથયા, હૈડાં કઠણજ કીધાં;
સતીને મેહેલીને સાધુથયા, મુખ મુનિવ્રત લીધાં. વન વીરા ૫
જોગલીધો બે બંધવે, બેઠા આસન વાળી;
શ્રીપાત થયા સઉ દેખતાં, પીધાં ઉપવીત બાળી. વનચર વીરા ૬
આજકાલ રામજી આવશે, તારે અબળા ઉગરશે;
નાથ વિજોગે ટળવળી, નારી નિશ્ચયે મરશે. વનચર વીરા ૭
પંથ ન્યાળતાં નેત્ર ગળ્યાં, કર્મનો પાર નઆવ્યો;
રણછોડના સ્વામીને જઈ કહેજો, સતિયે સંદેશો કહાવ્યો. વનચર વીરા૦ ૮

## પદ ૧૧૫ મું.

રાગ રામગ્રી.

હસિને બોલ્યા હનુમાનજી, માતા આજ્ઞારે પાળું;
કહોતો રાવણને રોળવું, કહોતો લંકા પ્રજાળું. હસિને ટેક ૧
કહોતો રાક્ષસના કુળને, ખરા ખાંતેથી ખાઉં;
કહોતો ખાંધે બેસારીને, પેલેપાર લઈજાવું. હસીને ૨
વિપતપડે નવ ખુટીએ, રામજીછે રૂડા;
નથી સતી પતી સાધુવચા, નથી દિલનારે કુડા. હસિને ૩
રામ લક્ષ્મણ આરોગ્ય છે, સમાચાર છે સારા;
મારી માતાનુ દુઃખ જોઈને, આવે આંસુની ધારા. હસિને ૪
તમે કહયુંમાનો મ્હારી માતાજી, કશી ચિંતા નકરિએ;
સાચેમનેકરી સાધવી, ધ્યાન ધણીનુ ધરિયે. હસિને ૫
દુરમતિએ કરમ કરયું, મોટું વેરજ વાસ્યું;
પાપીતણાં પ્રાણ લઈ કરી, આપણે ઘેર જાશું. હસિને ૬
એ આવે રૂડા રામજી, ટાળવા દુઃખ તમારૂં;
સુધ લેવા મુને મોકલ્યો, કહયું માનજો મારૂં. હસિને ૭
એ આવે રઘુનાથજી, જાણિયે જોગ માયા;
રાજારાવણને મારશે, ગુણ રણછોડે ગાયા. હસિને બોલ્યા હનુમાનજી ૮

## પદ ૧૧૬ મું.

રાગરામગ્રી.

મંદોદરી રાવણને કહેછે

કહ્યુંરે માનો મારા કંથજી, રૂડા રામજી આવે;
પથ્થર તારી પાણિમાં, પ્રભુ પાગ બંધાવે. કહ્યુંરે ટેક ૧
નારી આપો જઈ નરપતી, કરો પ્રભુને પ્રણામ;
દયા કરશે દયાળજી, સરશે આપણું કામ. કહ્યુંરે ૨
માનોજી કહે મંદોદરી, સુણિએ મારા સ્વામી;
એને લેજો તમે ઓળખી, એછે અંતરજામી. કહ્યુંરે ૩
આજુવો ગરદ ઉડે ઘણી, મેહેલ થઈ ગયા મેલા;
સીતાને લેઈને જઈ મળો, સ્વામી કાં થયા ઘેલા. કહ્યુ ૪
આજ સ્વપનામાં આવીયું, લંકામાં લાહ્ય લાગી;
રામબાણે દશશિરા હણ્યા, એટલે હું જાગી. કહ્યુંરે ૫

પેરચોલીને પીટાકરી, માન મણિધરનું લીધું;
આભસાથે જઈ આથડ્યા, વેર મોટાસું કીધું. કહ્યુંરે ૬
સ્વામીજી એ શું કરયું તમે, જુવો મહા જુધ્ધ થાશે;
પ્રાણ તમારા લેઈને, સીતા રામઘેર જાશે. કહ્યુંરે ૭
મારે મરણ આવ્યું હું કહું, ઉગરવાની ન આશ;
જઈને નમો તો જીવશો. કહેછે રણછોડ દાસ. કહ્યુંરે માનો મારા કંથજી ૮

## પદ ૧૧૭ મું.

રાગ રામગ્રી રાવણ મંદોદરીને કહેછે.

રાવણ કહેરે મંદોદરી, હારશોનહીં હૈયે;
લંકાગઢ કેમ લેવાશે, દશરથને રે છૈયે. રાવણ કહેરે ટેક ૧
સેનાએની જુવો શોભતી, માહ્રી વાનર વાર;
રાજા રાવણને જીતશે, એતો શાબળ સાર. રાવણ કહેરે ૨
થાળીવગાડે હું નવ બીહું, રહ્યાં ત્રંબાળુ ગાજી;
અમ આગળ એનો શો આશરો, જક માંકરો આજી. રાવણ કહેરે ૩
અંજાણ્યો મારો એ નથી, માનની મતી પાઈ;
જોરકરીને આવિયો, જો જનકનો જમાઈ. રાવણ કહેરે ૪
ત્રણ ભુવનમા તારણી, નથી નરપતી એવા;
રાજા રાવણસું આવડે, યુધ્ધનો લાવ લેવા. રાવણ કહેરે ૫
નવગ્રહને મેં વશકરયા, લોપી મુનિવરની માઝા;
ઈંદ્ર રહ્યો મહારી આજ્ઞામાં, તેત્રિશક્રોડનો રાજા. રાવણ કહેરે ૬
માનનિ મારૂં મરણ હશે, હરી હાથથી હણશે;
લંકાલઈ વૈકુંઠ આપશે, તેમાં શો લાભ ગણશે. રાવણ કહેરે ૭
નારી નહિંઆલું નરપને, ભરદ મારૂંરે જાય;
થનારહશે તે થઈરહેશે. ગુણ રણછોડ ગાય. રાવણ કહેરે મંદોદરી ૮

## પદ ૧૧૮ મું.

રાગ રામગ્રી

શોદ કીધો હવે શામળા, જોણું મહાવન આલ્યું;
નાણું ખરું હરી નામનું, ત્રણલોકમાં ચાલ્યું. શોદકીધો હવેશામળા ટેક ૧
અવર વેપાર ઉપાડિયો, કાઢી કરમની કોઠી;
લખરે ચોરાશીમાં જોઈવળ્યો. ખટપટઆડુ ખોટી. શોદકીધો ૨

મોહ મત્સર બે કોશવા, મનગમતારે માલે;
કહ્યું તે કોઈનું નવકરે, બેઠા ઘર ઘાલે. શેઠકાંથો ૩

કામ ને ક્રોધ મંત્રી મળ્યા, તેને મુકાયા વાડા;
તે મમતાને લાવિયા, કોને રાખેરે આડા. શેઠકાંથો ૪

છળભેદ તો છે બે છોકરા, થઈ બેઠાછે લોભી;
દગાને ઘાલ્યો દુકાનમાં, કોણરાખેરે થોભી શેઠકાંથો ૫

હરખશોકની હુંડીકરી, માંડી મનવોરે મોટો;
વાણોતર વધીગયા, પછે આવ્યોરે ટોટો. શેઠકાંથો ૬

વ્યાજડુલ્યું વહિયાતનું, ખાતું નવ જોયું;
મેળ નકાઢ્યો મૂળનો, પછી આપ વગોવ્યું. શેઠકાંથો ૭

વીમો લુટાણો વારમાં, વાણ બોળીરે વાણ;
આગળિયાં અહંકારના, બુડિયા વાણ પાણી. શેઠકાંથો ૮

આથીને પોથી જેહતી, સરવે ખાઈ બેઠા;
જમરે આવ્યા જ્યારે લુટવા, નાસી ઘરમાંરે પેઠા. શેઠકાંથો ૯

અંત્યે નજરેશા આવશે, ભ્રમ ભગળ ચલાવ્યું;
નવરે દ્વારે નાકાફરે, સાથે કોયન આવ્યું. શેઠકાંથો ૧૦

નોકર સર્વ નાસીગયા, શેઠ એકલા સાહ્યા;
લશોપ તો તેણેકરી, સરવે મગાને વાહ્યા. શેઠકાંથો ૧૧

લાખ લેખાંતો લોભના, જર નમળે જશીકે;
પુણ્ય પાપની કોથળી, ઠાલી રહિરે ઓશીકે. શેઠકાંથો ૧૨

ચિત્તનાણા જે ચોપડા, તેને મૂક્યારે જોઈ;
પાનાંછે પરપંચના, તેને નાખ્યાંરે ધોઈ. શેઠકાંથો ૧૩

ચતુર હોયતો ચેતજે, ચિત્તચકલેરે બેશી;
નરકોઈ જીતા નથીગયા, આ વાણજમાંરે પેશી. શેઠકાંથો ૧૪

શોધીકાઢી સાચા શેઠને, વેપાર વધારયો;
સેમુરે ચોખું લાભનું, આલીને પરવારયો. શેઠકાંથો ૧૫

નિરભેપદ નાણું કરયું, ઢાંકયુંરે દેવાણું;
કહે માંડણ હવે નહિ કરૂં, ધોળા ઉપર કાળું. શેઠકાંથો ૧૬

## પદ ૧૧૯ મું.

રાગ પ્રભાતી

મુજ અબળાને મોટારે નિરાત બાઈ, શામળો ઘરેણું મારે સાચું રે; ટેક
વાળિ ઘડાવું વિઠલવરકેરી, હાર હરિનો મારેહૈયે રે;
ચીનમાળા ચતુરભુજ ચુડલો, શિદ સોનીઘેર જઈયે રે. મુજ અબળાને ૧
ઝાંઝરિયાં જગજીવનકેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે;
વિછુવા ઘુઘરા રામનારાયણનાં, અણવટ અંતરજામી રે. મુજ અબળાને ૨
પેટી ઘડાવું પુરૂષોત્તમ કેરી, ત્રિકમનામનું તાળું રે;
કુંચી કરાવું કરૂણાનંદકેરી, તેમાં ઘરેણું મહારૂં રે. મુજ અબળાને ૩
સાંસરવાસો સજીને બેઠી, હવેનથી કાંઈ કાચું રે;
બાઈમિરાકહે પ્રભુ ગિરિધરનાગુણ, હરિને ચરણે જાચું રે. મુજ અબળાને૦ ૪

## પદ ૧૨૦ મું.

રાગ પ્રભાતી.

સગપણ સાચું શાનું ભાઈ, શું માયાને વળગું રે;
ગરજ ગરજે સહુ મળ્યું છે, અંત્યે રહેશે અળગું રે. સગપણ સાચું ટેક ૧
ધનનેકાજે તન પીલીને, ભુમી ભેળું બળવું રે;
ઘડીએક તો પ્યારી જાયછે, તારેતો છે મરવું રે. સગપણ સાચું ૨
ઉંચા ઉંચા મહેલ બનાવી, ફુલ્યાં ફુલ્યાં ફરવું રે;
એ મંદિરમાં કોણ માલશો, તારે તો છે મરવું રે. સગપણ સાચું ૩
બચકે બાંધ્યા વસ્ત્રને વાધ, ઘણું ઘણેરૂં ભરવું રે;
પરોળાં તારાં કોણ પેરશે, તારે તો છે મરવું રે. સગપણ સાચું ૪
હાથીઘોડા માલખજાના, સુખપાળમાં ફરવું રે;
એમાં જોને કોણમાલશે, તારેતો છે મરવું રે. સગપણ સાચું ૫
ભજનકરીલે મન વેરાગી, ફટ હૈયાના ફુટયા રે;
કહે કલ્યાણ કહયું નવ માને, એમ દિવસ તને ઠુટયા રે. સગપણ સાચું ૬

## પદ ૧૨૧મુ.

રાગ પ્રભાત.

કઈક કરમનો કરનારો તે, શરણ તમારે આવ્યો રે;
મહા જાળમાં બાંધી નાખ્યો, હવે હરી છોડાવો રે. કઈક કરમનો કરનારો તે ટેક ૧

પાપ કરતાં પાછું નવ જોયું, હરિનું નામ હું ભુલ્યો રે;
દુરિજનની સંગત મેં કીધી, દેવાળામાં ડુલ્યો રે. કઈક કરમનો ૨

અનાથ જંતુ રાંક બાપડા, તેમાં મેં કીધા વાસા રે;
લખ ચોરાશી ફેરા ફરતાં, કરી મુકતીની આશા રે. કઈક કરમનો ૩

સોનુંરૂપું જંતર મંતર, તંતર મારે તુંછું રે;
આ દુનિયામા નથિજ ગતું, મળવા આતુર હું છું રે. કઈક કરમનો ૪

નામતણો મહિમા મોટો છે, કઈક પાપીનર તાર્યા રે;
એવું જાણીને દાસ કલ્યાણે, પ્રભુ પ્રેમે પોકાર્યા રે;
કઈક કરમનો કરનારો તે, શરણ તમારે આવ્યો રે ૫

## પદ ૧૨૨ મું.

રાગ રામગ્રી.

કોઈ સુખલાવે મારા નાથની, તેને નવનિધ આપું;
મોતીડે વધાવું તેહને, કષ્ટ કોટેથી કાપું. કોઈ સુખલાવે રેક ૧

સખી કોઈ સમજાવીને, ઘેર તેડીને લાવે;
કહાનુ હૈયાના કાનજી, સંદેશો ન કહાવે. કોઈ સુખલાવે ૨

કોઈ ગુણવંતી ગોરડી, પ્રીતમજીને પુછે;
શામાટે રીસાઈ ગયા, તેનુ કારણ શું છે. કોઈ સુખલાવે. ૩

મુજને મુકીને જોગી થયા, કે કોઈયે ભરમાવ્યા;
કોને ભરુંસે મુકી ગયા, હજુ ઘેર ન આવ્યાં. કોઈ સુખલાવે ૪

કાંઈ સમજાણ પડતી નથી, રહું નિત્ય ઉદાસી;
વસમું લાગે મુને વિરલા, મથુરાના રેવાસી. કોઈ સુખલાવે ૫

અનેક અપરાધ ક્ષમા કીજીયે, કહું છું શિરનામી;
વાલમ વેલા આવજો, રણછોડના સ્વામી. કોઈ સુખ લાવે ૬

## પદ ૧૨૩ મું.

રાગ રામગ્રી

સીતા વિજોગે શ્રીરામજી, લક્ષમણનેરે પુછે;
હજુ હનુમાન નહિં આવિયો, તેનુ કારણ શું છે. સીતા વિજોગે૦ ૧

અવધકરી અહિંથી ગયો, હું તો હમણાંક આવું;
સ્વરગ મત્યુ પાતાળની, સુધ પોહોરમાં લાવું. સીતા વિજોગે ૨

મ્હારૂં મન રહેતું નથી, ભાઈ ઘરસુન ભાગ્યું;
સીતાગયે શું ઉગરયું, મોટું લાંછન લાગ્યું. સીતા વિજોગે ૩

જડશેનહિં જો જાનકી, ત્યારે શીગત્ય થાશે;
લોક લાંછન વળી લાગશે, વિસ્વમાં નહિં રહેવાશે. સિતા વિજોગે ૪

બોલ બાંધવના સાંભળી, બોલ્યા લક્ષ્મણ વીર;
સીતાને શોધી લાવશું, મન રાખોને ધીર. સીતા વિજોગે ૫

રૂદનકરે શ્રીરામજી, શોકે સાગર મુકે;
લક્ષ્મણ કહે સત્ય માનજો, સતી સત્ય નચૂકે. સિતા વિજોગે ૬

સીતાજી સરખી સતી નાહીં, રહેજો આપ વિચારી;
અવર પુરૂષ સામું નવજુવે, નાખે વિસ્વ સિંહારી. સિતા વિજોગે ૭

અન્યો અન્ય બાંધવ બોલીયા, વાટજુવે એમ કહિને;
એટલે હનુમાન આવિયા, સુધ સીતાની લઈને. સિતા વિજોગે ૮

હરખથયો શ્રીરામને, હનુમાનને પૂછે;
કુશળ કલ્યાણછે જાનકી, કહેને દુઃખ કેવું છે. સિતા વિજોગે ૯

પ્રણામકરી કહે રામને, કુસળછે મારી માતા;
મુજને કહે કહેજે નાથને, આવીકરો સુખશાતા. સિતા વિજોગે ૧૦

નિશદિન નામલે તમતણું, શોકાતુર થઈને;
કહ્યું મેં જે વેહેલા આવશું, શ્રીરામને લઈને. સિતા વિજોગે ૧૧

હરખથયો સુણી રામને, સેના તત્પરકીધી;
પાળબાંધી પાર ઉતરયા, જઈ દુંદુભી દીધી. સિતા વિજોગે ૧૨

રીંછ વાનર શ્રીરામના, દળભારે રે આવ્યું;
રાક્ષસ રાજનરાવણતણા, જુધ જોર મચાવ્યું. સિતા વિજોગે ૧૩

હારેનહીં કોઈ કોઈથી, માર મોકમ મારે;
રામ લક્ષ્મણ કોપેચડયા, કંપીકોપીયા ત્યારે. સિતા વિજોગે ૧૪

જુધ્ધકરી રામ જીતીયા, રાવણને રે મારયો;
રાજ વિભીષણને આપીયું, તનતાપ નિવારયો. સિતા વિજોગે ૧૫

સીતાલઈ શ્રીરામજી, અજોધ્યામાં આવ્યા;
જય જયકાર ત્યાં થઈરહયો, પ્રજાને મન ભાવ્યા. સીતા વિજોગે ૧૬

રામકથા રસ સાંભળે, સુખ વરણી નજાય;
ભવસાગર ફેરોટળે, ગુણ રણછોડ ગાય. સીતા વિજોગે શ્રીરામજી ૧૭

## પદ ૧૨૪ મું.

રાગ રામગ્રી

રઘુનાથજી રાજ બેસવા, અજોધ્યામાં આવે;
વધામણિયા સામા મોકલ્યા, એક ભગવંત કહાવે. રઘુનાથજી રાજ બેસવા ટેક ૧
ભરત સત્રુઘન બોલિયા, ચાલો સામારે જઈયે;
જઈને બાંધવને ભેટીયે, આપણ સુખિયારે થઈયે. રઘુનાથજી ૨
પેહેલા મલ્યા શ્રીરામને, પછે લક્ષ્મણ વીર;
પછીમલ્યા માતા જાનકી, સુખ પામ્યાં શરીર. રઘુનાથજી ૩
વાતા બોલ્યા શ્રીરામજી, વીરા કહો સાચીવાત;
અજોધ્યાવાસી સહુ કુશળછે, કુશળ કૌશલ્યા માત. રઘુનાથજી ૪
ભરતકહે રામજી સુણો, સઉ કુશળ કલ્યાણ;
ચૌદવરસે પધારિયા, સઉના જીવનપ્રાણ. રઘુનાથજી ૫
ગાજતે વાજતે પુરમાં, રામ સીતા પધાર્યાં;
પુરવાસી સઉ પાએનમ્યાં, અતી વાહાલ વધાર્યાં. રઘુનાથજી ૬
નિજ મંદિરમા આવિયા, પુષ્પ મોતિએ વધાવ્યા;
પ્રણામ કરવાં પ્રીતથી, માતા પાસેરે આવ્યા. રઘુનાથજી ૭
ત્રણે માતાને પાએનમ્યા, રામ લક્ષ્મણ સીતા
વિધવાજોઈ ત્યાં માતને, સાંભર્યા નિજ પિતા. રઘુનાથજી ૮
વજોગપરેયો ચૌદવરસનો, સૌને આનંદથાયે;
રાજ્યાસનપર બેસવા, શુભમુરત જોવાએ. રઘુનાથજી ૯
મુરત નિશ્ચયકર્યું તે સમે, માણેકથંભ રોપાવ્યો;
તરિયા તોરણ બાંધિયાં, રૂડો મંડપ રચાવ્યો. રઘુનાથજી ૧૦
શોભા સ્વરગથકી ઘણી, જુવે નરનેરે નારી;
વાજિત્ર નાનાભાત્યના, વાજેબહુ સુખકારી. રઘુનાથજી ૧૧
વેદધુની મુનિયો ભણે, શાસ્ત્ર વીધી પ્રમાણે;
વસ્ત્રાભુષણસજી રામજી, આવ્યાછે તે ટાણે. રઘુનાથજી ૧૨
શુભ ચોઘડિયું જોઈકરી, ગાદીએ બેસાર્યા;
ગુરૂવશિષ્ટ આશિશદીએ, અવિચળરહો પ્યારા રઘુનાથજી ૧૩
મુનિયોસરવે કહે તે સમો, રામ જુગોજુગ જીવો;
પ્રજાપાળો પ્રભુ પ્રીતથી, રઘુકુળમાં છો દીવો. રઘુનાથજી ૧૪

મંગળ ગાઈને માનુની, મોતીપુષ્પે વધાવે;
જાચકજન ત્યાં બહુમળી, આશિશ દેવાને આવે. રઘુનાથજી ૧૫
જેની જેવી યોગ્યતા, તેને દક્ષણા તેવી;
વસ્ત્ર આભુષણ આપીયાં, તે શોભા જોયાજેવી. રઘુનાથજી ૧૬
જયજય શબ્દો કહેસહુ, આનંદ ઉરનમાએ;
મુનિસર્વને નિજ માતને, પ્રભુ નમિયાછે પાએ. રઘુનાથજી ૧૭
ઘરદ્વાર ઓછવ થઈરહ્યા, એવા ઉત્તમ નામી;
ભાવેભજો સહુ રામને, રણછોડનો સ્વામી. રઘુનાથજી ૧૮

## પદ ૧૨૫ મું.

રાગ રામગ્રી.

સુખ દુઃખ મનમા ન આણીયે, ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઈના નહિં ટળે, રઘુનાથના જડિયાં. સુખ દુઃખ ટેક ૧
નળરાજા સરખો નરનહી, દમયંતી રાણી;
અરધેવસ્ત્ર વનમા ભમ્યાં, નમળ્યા અન્નનેપાણી. સુખ દુઃખ મનમા ૨
પાંચ પાંડવ સરખા બાંધવ, જેને દ્રૌપદી રાણી;
બારવરસ વન ભોગવ્યાં, નઈણે નિદ્રા નઆણી. સુખદુઃખ ૩
સીતાજી સરખી સતી નહી, જેને રામચંદ્ર સ્વામી;
રાવણ તેને હરી ગયો, મહાદુઃખ પામી. સુખદુઃખ ૪
રાવણ સરખો રાજીયો, મંદોદરી રાણી;
દશમસ્તક છેદાઈ ગયાં, બધી લંકા લુંટાણી. સુખદુઃખ ૫
હરિશ્ચંદ્રરાય સત્યવાદીયો, તારાલોચના રાણી;
તેને વિપતપડી ઘણી, ભરિયાં નિચ ઘેર પાણી. સુખદુઃખ ૬
સગાલશાશેઠ વેવારીયો, ચંગાવતી રાણી;
કુંવર કેલઈયો વધેરીયો, નઈણે નાખ્યાં પાણી. સુખદુખ ૭
શિવજી સરખા સતી નહીં, જેની પારવતી રાણી;
ભોલવાયા ભીલડીયકી, તપમાં ખામી ગણાણી. સુખઃદુખ ૮
હનુમાન સરખો મહાજતી, જેને વજર કછોટો;
જાણ્યુતું રાજ આપશે, આપ્યો તેલ કચોલો. સુખઃદુખ ૯
દુઃખપડયું સર્વ દેવને, સમરયા અંતરજામી;
ભકતવત્સલ ભુધરો, મેહેતા નરસૈનો સ્વામી. સુખદુઃખ ૧૦

## પદ ૧૨૬ મું.

શ્રીખેડાજિલ્લાના મહાતજગામના રેવાસી પરમપવિત્ર ભકત છોટમલાલ કાલીદાસકૃત પ્રભાતીરાગનાં પદ લખ્યાં છે

## પદ ૧૨૭ મું.

રાગ રામગ્રી.

જોને જગત કરતારને, નથી એ પ્રભુ અલગો;
વેળા જોતાં વિશ્વનો, જઈ મુળને વળગ્યો. જોને જગત કરતારને ટેક ૧
ભાસ જેવો ભાનુતણો, ત્રણે લોકમાં પડિયો;
ચંદ્રતારા ચળકી રહ્યા, હેમે સહુની આંખડિયો. જોને જગત કરતારને ૨
વ્યાપક સઘળા વિશ્વમાં, એછે અંતરજામી;
જીવ સકળ રહે જીવતા; એની સત્તાને પામી, જોગત કરતારને ૩
ઈશ્વરની સત્તાવડે, વદે વિધવિધ વાણી;
ૐકાર રૂપે એ હરી, જપેજીવ તે જાણી. જોને જગત કરતારને ૪
જળજંતુ જળમાં ઘણાં, ઉપજે જળજોગે;
તજીવે તેનાવડે, મરે તરત વિજોગે. જોને જગત કરતારને. ૫
એમ પ્રભુને આશરે, જીવે સહુપ્રાણી;
ઉપજાવે આપે વળી, પાળે પ્રિયજાણી. જોને જગત કરતારને ૬
સુરતા સરજનહારની, સહુ હામેરે સરખી;
પરમ શકતી પ્રભુનેવિષે, પ્રાણીજોને પરખી. જોને જગત કરતારને ૭
ભુલી પ્રભુને જે ભજે, તેતો અધમ અભાગી;
જન છોટમ જગદીશને, ભજરે ભ્રમ ત્યાગી. જોને જગત કરતારને ૮

## પદ ૧૨૮ મું.

રાગરામગ્રી

નથીરે અજાણ્યું નાથનું, જેછે અંતરજામી;
તું નથીરહેતો તેહને, એતો તુજમાંરે આમી. નથીરે અજાણ્યું નાથનું ટેક ૧
વ્યાપક સઘળા વિશ્વમાં, જોને શકતીછે જેની;
જાણું એ અજાણ્યું નવરહે, અદભુતગતી એની. નથીરે અજાણ્યું નાથનું ૨
વીજળી કેરા તારમાં, વાત જણાયછે વહેલી;
જાણશકતી જગદીશને, જાણવે કરતાં પહેલી. નથીરે અજાણ્યું નાથનું ૩

જીવનહારી જીવની, જગદીશને હાથે;
પ્રાણી માત્રના પિંડની, જાણ સઘલીરે સાથે. નથીરે અજાણ્યું નાથનું ૪
આપણે અંગે જે અડે, મન ઝટપટ જાણે;
સહુના મનનું શ્રીહરી, પરખે એજ પ્રમાણે. નથીરે અજાણ્યું નાથનું ૫
જ્ઞાન ઈંદ્રીને મનવડે, કૃત્ય જેજે કરવું;
માઠું કરતાં મનવિષે, ઈશ્વરથીરે ડરવું. નથીરે અજાણ્યું નાથનું ૬
પ્રાણીતણા પુણ્ય પાપનું, જેના હાથમાં પાનું;
સાક્ષીએ સરવે કરમનો, તેથી કેમરહે છાનું. નથીરે અજાણ્યું નાથનું ૭
હુકમ હરીનો શિરધરી, કામ સઘલાંરે કરિયે;
છોટમ તેની કૃપાથકી, ભવસાગર તરિયે. નથીરે અજાણ્યું ૮

## પદ ૧૨૯ મું.

રાગ રામગ્રી

માનવ કોઈ માને નહીં, એવી વાત અનેરી;
હોય ગુરૂગમ જેહને, તેતો જોજોરે હેરી. માનવ કોઈમાને નહીં ટેક ૧
જલવિના સિંધુ અગાધ છે, સઘલે તે ભરિયો;
પ્રૌઢ પવન મોજાવિના, દીશે અદ્‌ભુત દરિયો. માનવ કોઈ માને નહીં ૨
એ દરિયાના બેટમાં, તરૂ એક વિજાતી;
શાખાઓ છે જુજવિ, ફલની ભિન્ન ભાતી. માનવ કોઈ માને નહીં ૩
અદ્‌ભુત પંખી અરૂપિયા, એ વૃક્ષેરે વશિયા;
ભેલા રહિને ફળ ભખે, સહુ સ્વાદના રસિયા. માનવ કોઈ માને નહીં ૪
અકલ અનુપમ પંખીયો, કરે તરૂપર માલા;
રૂપ રંગ દીસે નહીં, કરે શબ્દ રસાલ. માનવ કોઈ માને નહીં ૫
પત્ર પુષ્પ ફલ સહુ ખરે, નખરે તરૂઆદી;
છોટમ એવા વૃક્ષને, જાણે બ્રહ્મવાદી. માનવ કોઈ માને નહીં ૬

## પદ ૧૩૦ મું.

રાગ રામગ્રી

ઓ અણસમજુ જંતુઓ, ભરમેં કાં ભટકો;
અવિનાશીને ઓલખો, શું નાશીને અટકો. ઓ અણસમજુ જંતુઓ ટેક ૧
દિવ્યપિતા જે આપણો, કરતા સુજકારી;
એ પ્રભુ દીનદયાલને, કેમ મુકયો વિસારી. ઓ અણસમજુ જંતુઓ ૨

દેહ અમુલક તાહરો, જોને પ્રાણીને કરિયો;
એવો કારિગર કોણ છે, ભલો પવનનો ભરિયો. ઓ અણસમજુ જંતુઓ ૩
પંચવિષય પ્રભુએ રચ્યા, છડી મનવરતી;
તેનો ભોગી આતમા, આણુ તેનીરે ફરતી. ઓ અણસમજુ જંતુઓ ૪
શબ્દ આવે છે બાહારથી, કરણ ભેરીમા વાગે;
એ કરતાની અકલકલા, ઊંઘેલારે જાગે. ઓ અણસમજુ જંતુઓ ૫
સ્પરશ વિષય જાણે ત્વચ, તેતો અંગેરે તારે;
એ કરણી કર તારને, તું કેમ નસંભારે. ઓ અણસમજુ જંતુએ ૬
નેત્ર કરયાં અતી નિરમળાં, રૂપ જોવાને જેણે;
તેના રક્ષણ કારણે, કરી પાંપણો તેણે, ઓ અણસમજુ જંતુઓ ૭
જીભમાહે જુકતી ઘણી, કરી સરજન શાણે;
સ્વાદ જણાવે સર્વના, બોલ બાહુર આણે. ઓ અણસમજુ જંતુઓ ૮
પારિમળ સરવે પરખવા, કરી નાસારે કેવી;
સાસ ઉસાસની કળભરી, કોને આવડે એવી. ઓ અણસમજુ જંતુઓ ૯
બુધ્ધિરચી બહુ જાણવા, તેનુ પરિબળ મોટું;
શરીમે કળાઓ તેવડે: ચાલે નહીં ખોટું. ઓ અણસમજુ જંતુઓ ૧૦
એવું આશ્ચર્ય અતી ઘણું, સઘુ દેહમાં કીધું;
ફટફટ મુરખ માનવો, તેનું નામન લીધું. ઓ અણસમજુ જંતુઓ ૧૧
સુખદાતા સરવે સજે, કરૂણામય કહાવે;
કહે છોટમ મારે સહુ, ભજો પ્રભુજીને ભાવે. ઓ અણસમજુ જંતુઓ ૧૨

## પદ ૧૩૧ મું.

રાગ રામગ્રી

ઓ ભુલેલા ભવીજનો, સાચા પ્રભુને સંભારો;
તરત કુટિલ મારગનડ, આ તો મારગ સારો. ઓ ભુલેલા ભવીજનો ટેક ૧
અખીલ જગતકરતારની, જુગતી નવજાણી;
વિપદ જનના વિહારની, બહુવાતો વખાણી. ઓ ભુલેલા ભવીજનો ૨
અગણિત અંડ જેણે રચ્યા, નિરાધારજ રાખ્યાં;
તે પ્રભુને જાણ્યોનહીં, ચાવેલાંરે ચાખ્યાં. ઓ ભુલેલા ભવીજનો ૩
પવન તેજ પેદા કરયાં, પૃથ્વીને પ્રાણી;
સકળપદારથ સરજીયાં, એવી વેદની વાણી. ઓ ભુલેલા ભવીજનો ૪

અદ્ભુત સંકેત કલ્પના, કૌશલ્યપણું જેનું;
કોઈ કવી નકરીશકે, વડું વરણન તેનું. ઓ ભૂલેલા ભવીજનો ૫

જ્ઞાન અપાર જણાવિયું, સરજીને જન જાતીઃ
એકગણી અન્ય ઉપજે, ભલી દેખાય ભાતી. ઓ ભૂલેલા ભવીજનો ૬

એકએક જાતીમાં જુવો, સંકેતછે એવો;
અંડજ કેરા અંડથી, પ્રાણી નીપજે કેવો. ઓ ભૂલેલા ભવીજનો ૭

ચાંચ ચરણ પરપિંડના, રંગ દેખાય ન્યારા;
ચાલે તે ચેતનથઈ, ધન્ય જગકરનારા. ઓ ભૂલેલા ભવીજનો ૮

સ્થિરસપર જાતીમાં ઘણી, અદ્ભુતતા ભાસે;
યથાયોગ્ય કરતાકરે, તેનું કોણરે થાશે. ઓ ભૂલેલા ભવીજનો ૯

રવિશશિ જળધર સરજીયા, સહુને સુખદેવા;
ભક્ષરચ્યા જેણે ભૂમીમાં, કરો તેનીરે સેવા. ઓ ભૂલેલા ભવીજનો ૧૦

રક્ષણ કરવા દેહનું, શકતી સર્વને આપી;
દેવદયાળ આકાશમાં, રહયો પૂરણ વ્યાપી. ઓ ભૂલેલા ભવીજનો ૧૧

કોટિક પાપ પ્રલયકરે, એવા નામનો નામી;
તે ઈશ્વરને ઓળખો, સચરાચર સ્વામી. ઓ ભૂલેલા ભવીજનો ૧૨

સદાચિદ આનંદનો નિધી, અજને અવીનાશી;
જનછોટમ શુદ્ધ ભાવથી, થાઓ તેના ઉપાશી. ઓ ભૂલેલા ભવીજનો ૧૩

## પદ ૧૩૨ મું.

રાગ પ્રભાત,

જીભલડીરે તુને હરિગુણગાતાં, આવડું આળસ ક્યાંથી રે;
લવરી કરતાં નવરાઈ નમળે, બોલા ઉઠે મુખમાથી રે. જીભલડીરે તુને હરિ૦ ટેક ૧

પરનિંદા કરવાને પૂરી, શૂરી ખટરસ ખાવા રે;
ઝગડો કરવા ઝુંઝે વેહેલી, કાયર હરિગુણ ગાવા રે. જીભલડીરે ૨

અંત્યકાળે કોઈ કામનઆવે, વાલાં વેરીની ટોળી રે;
સ્વજનધારીને સરવસ્વ લેશે, રહેશો આંખો ચોળી રે. જીભલડીરે ૩

તલ મંગાવો ને તુલસી મંગાવો, રામનામ સંભળાવો રે;
પ્રથમ તો મસ્તક નહિં નમતુ, પછી શું નામ સુણાવો રે. જીભલડી રે ૪

ઘર લાગ્યા પછી કૂપ ખોદાવે, અગ્ની એ કેમ ઓલાશે રે;
ચોરેતો ધન હરીગયા, પછી દીપકથી શું થાશે રે. જીભલડી રે ૫

માયા ઘેનમા ઉંઘી રહેછે, જાગીને જોતું તપાશી રે;
અંત્યસમે રોવાને બેઠી, પડી કાળની ફાંસી રે. જીભલડીરે ૬
હરિગુણ ગાતા દામન બેસે, એકેવાળ ન ખરશે રે;
સેહેજે પંથનો પારનઆવે, ભજનથકી ભવ તરશે રે. જીભલડીરે તુને હરિગુણગાતાં ૭

## પદ ૧૩૩ મું.

રાગ પ્રભાત

લોચન તું ભવ મોચન પ્રભુને, ભાવથકી જોને ભાલી રે;
દુરિજનનાં મુખકે દુખદાયક, તેને તું મુકયને ટાળી રે. લોચનતું ટેક ૧
ઈંદુ અર્કને પાવક વિદ્યુત, જેનાં પ્રકાશે પ્રકાસ્યાં રે;
તેજ પ્રકાશવડે વળી તુજને. ભલાં પદારથ ભાસ્યાં રે. લોચનતું ૨
જતન કરીને જોગે સરજ્યાં, અદભુત શકતી એની રે;
ઉત્તમ દ્રષ્ટીએ નાજોયા, શોચકરીનાડા તેની રે. લોચનતું ૩
પાંપણોકરી પ્રભુજીએ, તેથકી રક્ષાણ તારૂં રે;
તેઉપકારી ને નવજોયો, સાધન શું સરજ્યુ સારૂ રે. લોચનતું ૪
પ્રેમનાં આંસુએ નવ પલળ્યા, હરિજનજોઈ નવ હરખ્યા રે;
સ્વારથસારૂ રાંકથઈ રોયા, નિંદિત કારજ નિરખ્યાં રે. લોચનતું ૫
પરમારથનો પંથ નજોયા, પાપજોઈ મરચા પાપી રે;
એ લોચનને ઉપમા કવિએ, મોરપીંછની આપી રે. લોચનતું ૬
નીતિ મારગ જોઈ ચાલવા, ભલીભલી વિદ્યા ભાણવા રે;
સરજનહારે તમને સરજ્યાં, ગુણ ઈશ્વરના ગાવા રે. લોચનતું ૭
આનંદસાગર બ્રહ્મ એ ઓળખા, એ ઉપદેશ અમારો રે;
કહે છોટમ માનીલ્યો નિશ્ચય, સફળથાય જનમારો રે. લોચન તું ભવમોચન પ્રભુ૦ ૮

## પદ ૧૩૪ મું.

રાગપ્રભાતી

હે રસના ગુણગાને હરીના, સફળકરીલે વાણી રે;
વિદ્યા વિનય વિવેક વિચારી, વિશ્વંભરને વખાણી રે. હે રસના ટેક ૧
અમથી શું અપશબ્દ ઉચ્ચારે, લુખી સુધળી લવરી રે;
નેકવનીપર નિંદા કરતાં, તું નથી રહેતી નવરી રે. હે રસના ૨
જુઠા જનની સંગે જઈને, કુડી કરની કહાડે રે;
પરના છિદ્ર પ્રકાશ કરીને, વેર વધારી વધારે રે. હે રસના ૩

સારો મારગ સત્ય ધરમનો, આડુંબોલી ઉછેદે રે;
તે રસના તરવાર તુલ્ય છે, કિરતી કવચને ભેદે રે. હે રસના ૪
પાપ તાપ સંતાપ સમાવે, તન મન શીતલ કરતી રે;
ધન્ય જીભતો તેને કહિયે, વાણી વિમલ ઉચરતી રે. હે રસના ૫
દીનદયાલ દયાનિધિ કેરા, જે જીભ્યા ગુણ ગાશે રે;
કહે છોટમ કુલકોટિક તેના, પ્રીતે પાવન થાશે રે.
હે રસના જશગાને હરીના, સફલ કરીલે વાણી રે. ૬

## પદ ૧૩૫ મું.

## કર એટલે હાથેકરીને સુકૃતકામકરવાવિષે હાથને ઉપદેશ.

———:0:———

રાગ પ્રભાત.

હે કર કર્મ ઘણું સરવેથી, તુજને સરજ્યું કરવાનું;
એવાં ઉત્તમ કર્મ આચરે, તેથીથશે ભવ તરવાનું. હે કર કર્મ ઘણું સરવેથી ૧
સર્વ અંગ સાચવવા તારે, ઉદ્યમે ઉદર ભરવાનું;
સેવાથી સૃજનાર રીઝવો, ફરી નપડે ભવ ફરવાનું. હે કર કર્મ ઘણું સરવેથી ૨
પ્રીતિવડે પરમારથ કરજે, અંત્યે એજ ઉગરવાનું;
પાણી તરશા જનને પાજે, દેજે ચાવણ ચરવાનું. હે કર કર્મ ઘણું સરવેથી ૩
દીન દેખીને દાનજ દેજે, ખરૂંપુણ્ય નહિં ખરવાનું;
કહે છોટમ બહુ પુણ્ય કરેતો, ઠામ મળશે શુભ ઠરવાનું. હે કર કર્મ ઘણું સ૦ ૪

## પદ ૧૩૬ મું.

રાગ પ્રભાત. કાનને ઉપદેશવિષે.

કાન કથામૃત પાનકરીલે, અર્થવિચારી એનો રે;
જેજે શબ્દ આવે તુજમાંહીં, તોલ કરીજોને તેનો રે. કાન કથામૃત પાનકરીલે ટેક ૧
વેદતણું શ્રુતીનામ વદેછે, તેજ નામછે તારૂં રે;
શ્રીપ્રભુના ગુણગ્રામ સાંભળી, જોતુને લાગે સારૂં રે. કાન કથામૃત પાનકરીલે ૨
આત્મહિત્તવ નવહોએ જેમાં, તેવી તજવી વાણી રે;
શુંથયું મેઘ ઘણોગરજે, પામિયે નહિં કાંઈ પાણી રે. કાન કથામૃત પાનકરીલે ૩

ધર્મ બ્રહ્મની વાતો સુણતાં, ઉત્તમરૂણુ બહુ આવે રે;
અંતરનું અંધારૂં નાસે, ચિદાનંદ ચિત ભાવે રે. કાન કથામૃત પાનકરીસે ૪
કથા સુણતા કરતાકેરી, પાપપુંજ સહુ નાસે રે;
કહે છોટમ સુવિવેકકરે તો, બ્રહ્મ સર્વદા ભાસે રે. કાન કથામૃત પાનકરીસે ૫

## પદ ૧૩૭મું.

રાગ પ્રભાતી

પ્રભુનો મારગ સહુથી સ્હેલો, એક અટપટું એમાં રે;
નિરમળ મન પોતાનું કરવું, જ્યોતિપ્રકાશે જેમાં રે. પ્રભુનો મારગ સહુથી૦ ૧
ચતુર વેધીની જેવી ધારણ, અઘરી જાણો એમાં રે;
હેઠે તાકે ઉપર વેધે, ખરી ચાતુરી તેમા રે. પ્રભુનો મારગ સહુથી સ્હેલો ૨
ભુમી ઉપર ભૂચર ચાલે, એમા વિઘ્ન અનંત રે;
બ્રહ્મપંથતો છે ખેચરનો, ચાલીશકે કોઈ સંત રે; પ્રભુનો મારગ સહુથી સ્હેલો ૩
અનુભવ આંખ્ય સુરતની સીડી, સદ્ગુરૂ હોય સ્હાય રે;
કહે છોટમ જે સાધક સાધે, શ્રીમદ્ ધામમાં જાય રે. પ્રભુનો મારગ સહુથી સ્હેલો૦ ૪

## પદ ૧૩૮ મું.

જીવ બ્રહ્મને ભય જાણવા, ઓળખાણ તો નહિં એને રે;
ઓળખાણતો ત્યારે થાએ, ઓળખાણ જડે જેને રે. જીવ બ્રહ્મને જાયજાણવા ટેક ૧
અક્ષરખાણ પ્રગટ છે નરમાં, તેથી ઉપજે વાણી રે;
અખિલસંધાર પારરહી પોખે, તેની ગત અજાણી રે. જીવ બ્રહ્મને૦ ૨
પશુ પંખી જે વાણી વદેછે, અક્ષર એકે ચાર રે;
બાવન અક્ષર બોલી જાણે, એ નરનો અવતાર રે. જીવ બ્રહ્મને૦ ૩
સ્થાવર જંગમ જંતુ જાતી, સરજે સર્વ મહેશ રે;
માનવ મુરતી મોટી જાણી, બુદ્ધિઆપી બેશ રે. જીવ બ્રહ્મને૦ ૪
અંતરજામી ને આધારે, જીવે છે સહુ જંતરે;
વિશ્વમાહિં વ્યાપક તે ઈશ્વર, સત્ય જ્ઞાન અનંત રે. જીવ બ્રહ્મને૦ ૫
સર્વ વિશ્વમાં પૂર્ણ રહયો તે, પૂરણ બ્રહ્મ કહેવાય રે;
જનછોટમ તેને જે જાણે, આવાગમન નવથાય રે. જીવ બ્રહ્મને જાય જાણવા ૬

## પદ ૧૩૯ મું.

રાગ પ્રભાતી

જે ઉપજે તે પ્રભુથી ઉપજે, કાંઈનવ ઉપજે જીવે રે;
સૂર્યસદ્દા જળપોખે શોખે, તે નવથાએ દીવે રે. જે ઉપજે૦ ૧
પ્રભુએ સરજયાં સર્વ પદારથ, પૃથ્વી પાવક પાણી રે;
ચાર ખાણ જીવોની જાતી, કહો એ કયાંથી આણી રે. જે ઉપજે તે૦ ૨
હરિના કરેલા હાલેચાલે, એકના કરે અનેક રે;
જીવે કરેલાં જડરૂપ સઘળાં, રહેછે એકના એકરે. જે ઉપજે તે ૩
કોઈ મનુષ્ય બહુ બુદ્ધિબળથી, કહે હું હરિઅવતાર રે;
આ અવનીનું એક પદારથ, તેણે નાપ્ય લગાર રે. જે ઉપજે તે ૪
જ્ઞાન બતાવા ગુરૂઓ સરજયા, તેજ ધણી થઈ બેઠા રે
કહે છોટમ આ કળીજુગમાંહી, એવા ઠગ બહુ દીઠા રે. જે ઉપજે તે૦

## પદ ૧૪૦ મું.

રાગ પ્રભાતી

શામળિયોછે સહુની સામો, પામરને નવ પ્રીછે રે;
આંખ્ય ઉઘાડી એને નિરખે, મન મળવાને ઇચ્છે રે. શામળિયો૦ ૧
ગંગા જમુના સરસ્વતી વહેછે, તરવેણીને તીર રે;
ત્યાંરહિ મોહન વેણવજાડે, હળધરજીનો વીર રે. શામળિયો છે સહુની સામો ૨
ભાત્ય ભાત્યના ખેલ કરેછે, જમુનાજીને આરે રે,
આહિરને આનંદ પમાડે, ગિરિધારી ગૈચારે રે. શામળિયો છે ૩
વ્રેજવિનતાસંગ કેલીકરેછે, મહિ માખણ લે માગી રે;
એવા પ્રભુને જેજન પ્રીછે, તે પ્રાણી વડભાગી રે. શામળિયો છે સહુની સામો ૪
બ્રહ્મા જેનું રૂપ વખાણે, શંકર ધરેછે ધ્યાન રે;
કહે છોટમ એ કૃષ્ણ ઓળખો, સદ્ગુરૂકેરી સાન રે. શામળિયો છે સહુની સામો ૫

## પદ ૧૪૧ મું.

રાગ કાલેરો.

આજ અનુપમ જ્ઞાન ઉપન્યું, ભલીભલી રચના ભાલી;
અદ્ભુત ખેલ અખિલકરતાંનો, મેં નજરેજોયો ન્યાળી. આજ અનુપમ ટેક ૧

ઉચું જોઉ તો અવનીજેવા, અગણિત અધરફરે ગોળ;
કોઈએક તાતા કોઈએક શીતળ, ભેદન ભણે જન ભોળ. આજ અનુપમ જ્ઞાન૦ ૨
ભૂતળઉપર ભાતભાત્યની, અગણિત જીવતણી જાતી;
નરનારીના રૂપ અવનવાં, નાંમ જૂજવાં બહુભાતી. આજ અનુપમ જ્ઞાન ઉપન્યું ૩
ચર્મપૂતળાં ચૈતન્યદોરી, ખેલણહારને હાથ ખરી;
જેમ નચાવે તેમ સહુ નાચે, કળતુટે તે જાય મરી. આજ અનુપમ૦ ૪
સરજનહારને જાય શોધવા, ઘટમાં જેની બુદ્ધિ ઘણી;
પોતપોતાનુ કલ્પિત કહેછે, ભાત્ય ભાંત્યની વાંત ભણી.આજ અનુપમ૦ ૫
એક પુતળું એમ વદેછે, સહજ થાયછે સૃષ્ટી સહુ;
આગો કોઇનથી કરનારો, ઉપજે આપો આપ બહુ. આજ અનુપમ જ્ઞાન ઉ૦ ૬
એકકહે સહુરૂપે સ્વામી, આપ ઇચ્છાએ જીવથયો;
સ્વરગ નરકમાં પોતે વિલસ્યો, અરૂપહતો તે રૂપથયો. આજ અનુપમ જ્ઞાન૦ ૭
એકકહે સહુ કરમે ઉપજે, જેના કર્મ હશે જેવાં;
નીચ ઉંચને સ્થાવર જંગમ, તે કરમે બનિયાં તેવાં. આજ અનુપમ જ્ઞાન૦ ૮
કોઇકહે સહુ કામ ઇશના, માયાસંગેમોજરમે;
માયામાંથી રૂપબનાવે, અંત્યે માયામાંહી સમે. આજ અનુપમ જ્ઞાન ઉપન્યું ૯
એમ અનેક મતો જગમાંહી, કલ્પિતવાત કહે કાચી;
ઉપનિશદનો અરથ વિચારે, તે જન વાત લહે સાચી. આજ અનુપમ જ્ઞાન૦ ૧૦
નિજ ઇચ્છાએ સૃષ્ટી સરજે, નિજ ઇચ્છાએ નાશકરે;
આદ્ય અંત્ય પ્રભુ એક બિરાજે, છોટમ એ સિદ્ધાંત ધરે. આજ અનુપમજ્ઞાન૦ ૧૧

## પદ ૧૪૨ મું.

રાગ કાલેરો

જોને જાગી જીવ અભાગી, શું નિદ્રામા ઘોરે છે;
ખટ શત્રુછે તારી સાથે, ધર્મરૂપી ધન ચોરે છે. જોને જાગી ૧
ઉંઘલાને સ્વપ્ન અવનવાં, શોક મોહ સંતાપ ઘણો;
જાગેલાને જન્મ નધરવા, ભકત તે ભગવંત તણો; જોને જાગી જીવ૦ ૨
ઉંઘેલાની આંખ્ય નઉઘડે, ઘેરી લેછે ઘેન ઘણું;
અખિલ લોકમાં ઉદય એકનો, તેજ ન દેખે તેજ તણું. જોને જાગી૦ ૩
નિદ્રા નાગણ સહુને ડસવા, અંતરમાંહી પ્રવેશ કરે;
સદ્ગુરૂ લક્ષે જે જન જાગે, તતક્ષણ તેનુ ઝેર હરે. જોને જાગી૦ ૪

## પદ ૧૪૩ મું.

રાગ કાલેરો.

કાલતણા ભયથી સહુ કાંપે, નરકોઈ જાશો નાશીને;
અખિલ લોકપર અમલ એહનો, ભય બ્રહ્માંડ નિવાસીને. કાલતણા ભયથી૦ ટેક ૧
સંસાર વૃક્ષ વેદમાં વખાણ્યું, અવ્યક્ત મૂલ કહ્યું એનું;
ત્રણઅંકુરજો ત્રિગુણી શાખા, જગત સકલ પસરયું જેનું. કાલતણા ભયથી૦ ૨
ચૌદ માલમા ડાલ એહના, પત્ર પુષ્પફલ નિત્ય ફલે;
તે સરવે છે ભક્ષ કાલનું, સર્વ સમૂલું તરત ગલે. કાલતણા ભયથી સહુકંપે ૩
લોક સમેત લોક પતિ કંપે, અવર જીવને કોણ ગણે;
નામ રૂપ ગુણ જયાંલગ દીશે, તે સરવેને કાલ હણે. કાલતણા ભયથી૦ ૪
સદગુરૂ સાચા જેને મલશે, અચલ અભયપદ એ આપે;
કહે છોટમ જયાં કાલ ન પોહોચે, તે પ્રભુપદમાં તે થાપે. કાલતણા ભયથી૦ ૫

———:o:———

નરસૈં મેહેતા ઈશ્વરનું ભજન કરવાને રાત્રિયે મંડલીમાં ગાવાબેસે ત્યારે તેને તરસ લાગે તે સમયે રતનબાઇનામે પરમ પવિત્ર સખી જલની ઝારી ભરીને મંડલીમાં આવીને મેહેતાજીને પાણી પાય. એમ કેટલાક દિવસ ગયા પછી દુરિજન લોકોએ રતનબાઇના માતપિતા અને ભાઇને સમઝાવી ત્યારે રાત એ દામોદરરાય રતનબાઇનું રૂપલઇને જલની ઝારી લઇ સભામાં પાણી પાવા આવ્યા તેને મેહેતાજીએ ઓલખ્યા એટલે પોતે પદગાઈને મંડલીને સમઝાવેછે તેનુ વર્ણન.

## પદ ૧૪૪ મું.

રગ મલાર.

ઊભીરે આલસ મોડે આજોને કોઈ, ઊભી આલસ મોડે, ટેક;
આછોસાલુ શિરપર ઓઢયો, રંગ ભરયોછે થોડે થોડે. આ જોને કોઈ ઊભી૦ ૧
ચરણમા નેપુર રૂમઝુમ બોલે, હિંડેછે વાંકે અંબોડે. આ જોને કોઈ ૨
સોનાની ઝારી સરસ સમારી, માંહીં નીર ગંગાજલ જોડે. આ જોને કોઈ ૩
મેતા નરસૈંયાને પાંણી પાવા, મારો વાલોજી આવ્યાછે હોડે. આ જોને કોઈ ક ૪

## પદ ૧૪૫ મું.

રાગ મલાર.

મોહ્યાછે મુનિવર રાયારે ગોરી તારે તાન્જુડે, મોહ્યાછે મુનિવર રાયારે ટેક.
રૂપ સુકોમલ દીસેછે સુંદરી આદ્ય ઈશ્વરી મોટી માયા રે, ગોરી તારે તાન્જુડે. ૧
આરે વેણુ તમે કયાંરે ગુંથાવી, સણગટ વાલ્યો સુધારી;
આ કંચવો તમે કયાં શિવડાવ્યો, માંડીછે વ્રજકેરીનારી રે; ગોરી તારે તાન્જુડે ૨
રૂમઝુમ રૂમઝુમ નેપુરવાજે, ઘુઘરિયો માંડી ધમકે રે;
હાર ગલામાં એણીપેરે ઓપે, ગગનમા વીજલી ચમકે રે. ગોરી તારે તાન્જુડે ૩
નિલવટ આડ કેસરની કીધી, મૃગમદ ટીલડી કરેલી રે;
આંખડલી તારી અતી અણિઆલી, લીલામાં હિંડે લાડઘેલી રે. ગોરી તારે તાન્જુડે ૪
ચંચલ દ્રષ્ટે ચારેદિશ જોતી, ચિત ચોરવાનો છે ચાલો રે;
નહિં અબલા એ મેહેતા નરસૈંનો સ્વામી, સુંદરીનુ વદન નિહાલો રે. ગોરી તા૦ ૫

## પદ ૧૪૬ મું.

રાગ મલાર.

હરિ આવ્યાછે નારીને વેશે રે, એને કોઈ જુવો રે;
શિવ બ્રહ્મ જેનુ ધ્યાન ધરે છે, એને જોઈ દુખડાં ખુવો રે. એને કોઈ જુવો રે. ૧
માતપિતા એના મનમા વિમાસે, એ ઈહાં કયાંથકી આવી રે;
અચરત સરખું સહુકોને લાગે, એતો જલની ઝારી કયાંથી લાવી રે. એને કોઈ ૨
ભાઈ પોતાનો તતક્ષણ ઉઠયો, આવ્યોછે મંદીર જાણી રે;
રતનબાઈ ઘરમાં વ્યાકુલ ફરે છે, લ્યોપીઓ મેહેતાજી તમે પાણી રે. એને કોઈ ૩
પુત્રિને પરમેશ્વર જાણી, સભાની મધ્યે આણી રે;
અંતરધ્યાન થયા અલબેલો, ત્યારે વાતંતે સઘલે જાણી રે. એને કોઈ૦ ૪
જય જયકાર થયો જુગ બાધે, સહુને હરખવાધ્યો ઘણો હૈયે રે;
માનબાઈના સ્વામીની સંગે રમતાં, એના ચરણ કમલમા રહિયે રે. એને કોઈ૦ ૫

## પદ ૧૪૭ મું.

રાગ પ્રભાત.

જાગ્યરે જીવ અજ્ઞાન આલસ તજી, જગત કરતારને તેને જાણી;
નરદેહ નિરમિયો નીતિ સંભાલવા, આચરે અનીતિ તે અધમપ્રાણી. જાગ્યરે જીવ. ટેક ૧
વિશ્વકરતાતણું દીસે ડહાપણઘણું, સુખકર સરજિયો સુરજ જેણે;
તેજ ફેલેઅતી વાયુછાદનવતી, આંખ્યસહુ દેખતી થાય એણે. જાગ્યરે જીવ ૨

ધિન્ય દયાલને ધરાણી કેવીરચી, સિદ્ધિ પદારથ યુક્તિ સારી;
વવિધ પ્રકાર વનમાહિં વનસ્પતી, અખિલછે આનંદકારી. જાગ્યરે જીવ ૩
પોષવા સર્વને નીર પેદાકરયું, વ્યોમમાહીં રચા મેઘમાલા;
ચંદ્રઆકર્ષણે સિંધુભરતી ચડે, જાયએ જુક્તિથી વાણુવાલા. જાગ્યરે જીવ ૪
જ્યોતિમય ચક્ર તું જોને આકાશમાં, દીસતા દીવ્ય અનંત તારા;
એજ ઉપયોગિછે સર્વ સંસારને, ધન્ય હે સૃષ્ટી સૃજનાર હારા. જાગ્યરે જીવ ૫
તાહરો દેહ તું જોને કેવોકરયો, અદ્ભુતતા ઘણી છેજ એમાં;
સર્વ વિષયો તણું જ્ઞાન બહુ થાય છે, તત્વમોટું કરયું ચિત્ત તેમાં. જાગ્યરે જીવ ૬
બુદ્ધિયે નિશ્ચય થાય બહુ વાતના, એ થકી અધિક ઉદ્યોગ સૂજે;
એજ સૃજનારને મૂઢ સમરે નહીં, મંદમતિ મલિન પાખંડ પુજે. જાગ્યરે જીવ ૭
સરજનહારનુ જ્ઞાન સોહામણું, સર્વને સમજવા યોગ્ય સારૂં;
છોટમ સઘ સંસારથી ઉદ્ધરે, વચન સુવિચારથી માને મારૂં. જાગ્યને જીવ આ૦ ૮

## પદ ૧૪૮ મું.

રાગ પ્રભાત

એક આધાર રાખે નિરાધારને, જેથી સંસાર તું પારપડશે;
કલ્પિત વાતથી કાજકાંઇ નવસરે, તોય મથતો કેમ તૂપ જડશે. એક આધારા ટેક ૧
સર્વથા સિદ્ધ પદારથ મેળવી, કુળવી સ્થિર ચરનતિ કીધી;
અગણિત અંડ કરિ અધરધરિ રાખિયાં, મનુષને સુંદર મુર્તિ દીધી. એક આ૦ ૨
શકતી અનંતછે સર્વ કર્તાતણી, જોતાં અગાધછે જ્ઞાન જેનું;
કવિજન શુંકહે પાર કોઇ નવલહે, એમ અદ્ભુતપણું છેજ એનું. એક આ૦ ૩
એક એતાતછે અખિલ સૃષ્ટીતણો, તે તજી તુચ્છ તું શું ઉપાસે;
પાપના બંધ તે કેમ મલ્લ થશે, અંત્યકાળે કિહાં જીવ જાશે. એક આધાર ૪
જીવતાં જાણ તું તાણ સરવે તજી, ભાવસું લેભજી બ્રમ્હ કર્તા;
છોટમ સત્ય જાણીને હૃદયે ધરો, ભકતવત્સલ પ્રભુ સર્વ ભરતા. એક આધાર૦ ૫



## જમુના નદિમાં કૃષ્ણપડયા ત્યારે નાગણી કહેછે.

## પ્રભાતિયું. ૧૪૯

જળકમળ છાંડિ જાને બાળા, સ્વામિ અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળ હત્યા લાગશે:—ટેક ૧

કહેરે બાળક તું મારગ ભૂલ્યો, કેતારા વેરીયે વળાવિયો;
નિશ્ચે તારો કાળજ ખુટ્યો, અહિયાં તેશીદ આવિયો. જળક. ૨
નથી નાગણ હું મારગ ભૂલ્યો, નવિ મારા વેરિયે વળાવિયો;
મથુરા નગરીમાં જુગટુ રમતાં, નાગનું શીશ હું હારિયો. જ૦ ૩
રંગ રૂડો રૂપે પૂરો, દીસતો કોડીલો કોડામણો;
તારીમાતાએ કેટલાક જનમ્યા, તેમાં તું અળખામણો. જ૦ ૪
મારી માતાએ બેહુ જનમ્યા, તેમાં હું નટવર નાહાનડો;
જગાડ તારા નાગને, મારૂં નામ કૃષ્ણ કહાનડો. જળકમળ ૫
લાખ સવાનો મારો હાર આપું, આપુંરે તુજને દોરીયો;
એટલું મારા નાગ આનું, આપું તુજને ચોરિયો: જળકમળ. ૬
શુંકરૂં નાગણ હાર તારો, શુંકરૂં તારો દોરીઓ;
શાને કાજે નાગણ તારે, કરવો ઘરમાં ચોરિયો. જળકમળ. ૭
ચરણચાંપી મુછ મરડી, નાગણે નાગ જગાવિયો;
ઉઠોને બળવંત કોઈ, બારણે બાળક આવિયો. જળકમળ. ૮
બેઉ બળિયા બાથે વળિયા, કૃષ્ણે કાળિનાગ નાથિયો;
સહસ્ર ફેણે ફુંફવે જેમ, ગગન ગાજે હાથિયો. જળકમળ. ૯
નાગણ સૌ વિલાપ કરેજે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરાં નગરીમાં લેઈજશે, પછી નાગનું શીશ કાપશે. જળકમળ. ૧૦
બેઉ કરજોડીને વીનવે સ્વામિ, મુકો અમારા કંથને;
અમે અપરાધિ કાંઈ ન સમજ્યા, ન ઓળખ્યા ભગવંતને. જળકમળ. ૧૧
થાળ ભરી શગમોતિયે, શ્રીકૃષ્ણનનેરે વધાવિયો;
નરસૈંયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયો. જળકમળ. ૧૨

—:o—

## ભક્તિમાગવાવિષે.

### પદ ૧૫૦ મું.

મારાનાથજી મુજને ભક્તિદેજો સદા, દીનજાણીને સંભાળિલેજો;
ભક્તિઆપી ભલાભાવથી ભુધરા, અંતે આવી અહોનીશ રહેજો. ટેક ૧
ભક્તિ કારણ મારો દેહ દુર્બળહજો, દેહ કારણ રખે સ્નેહજાય;
આજ મનસાથ જદુનાથ જો વિસરે, વળતી વસે મારી કોણ થાય મા૦ ૨

કર્મ કુડાંકરી ખાણુ ચારેભરી, નાસવા નીસરેચા નામખારી;
કૃષ્ણ કીર્તનવિના જામ જાયે વૃથા, જમરહે જાગટે રૂદ્ધિ હારી. મા૦ ૩
હું ગણી નાનાકર્યાં નિત્ય ઉના ગરો, નવઠર્યાં નાથજી શરણપામે;
ભવવિષે બૂડતાં વાંરને બૂમનહીં, બાંયગ્રહી મૂજને કોણ રાખે. મા. ૪
અલ્પ આયુષ્યમા કલ્પના મનુષ્યને, આજકીધુ વળી કાલકરવુ;
સ્વાસનો શોવિશ્વાસ નહિં નિમીષનો, આશ અધુરીને એમમરવું મા૦ ૫
ઉત્તમ મધ્યમ વરણ તું વીઠલા, પ્રગટથઈને દરશન પમાડો;
નરસૈંયા રંકને ટંકકરૂણાકરો, દીનબંધૂ વળ્યો આંકઆડો. મા૦ ૬



## કૃષ્ણના મેળાપવિષે.

### પદ ૧૫૧ મું.

હળવે હળવે હળવે હરજી, મારે મંદિર આવ્યા રે;
મોટે મોટે મોટે મેંતો, મોતીડે વધાવ્યા રે. હળવે હળવે. ૧
કીધું કીધું કીધું મુજને, કાંઈક કામણ કીધું રે;
લીધું લીધું લીધું મારૂં, ચિતડું ચોરી લીધું રે. હળવે હળવે. ૨
જાગી જાગી જાગી હુંતો, હરિમુખ જોવા જાગી રે,
ભાગી ભાગી ભાગી મારા, ભવની ભાંવટ ભાગી રે. હળવે૦ ૩
ફુલી ફુલી ફુલી હુંતો, હરિમુખ જોઈને ફુલી રે;
ભુલી ભુલી ભુલી મારા, ઘરનો ધંધો ભુલિ રે. હળવે હળવે. ૪
પામી પામી પામી હુંતો, મહા પદવીને પામી રે;
મળિયો મળિયો મળિયો મેહેતા, નરસૈંયાનો સ્વામિ રે. હળવે૦ ૫

———:o:———

## ભક્તોનાં માન રહેવા વિષે.

### પદ ૧૫૨ મું.

વાસ નહિં જ્યાં વૈશ્ણવકેરાં, ત્યાં નવવસિયે વાસડિયાં;
સ્વાસોસ્વાસે હરિસ્મરણ નકરે તો, શ્વાસ ધમણ કેરી સ્વાસડીઆં. વા૦ ૧
જીભલડી જપમાળા નજપે તો, જીભલડી નહીં ખાસડીયાં;
જનમ તેનો નહિં લેખામાં જે, નકહેવાયા હરિ દાસડિયા. વા૦ ૨

મોહનજીની માયા પાખી, અવર માયાજમ ફાંસડિયાં;
ભણે નરસૈંયો ભારે માગી, માવલડી દસ મારડિયાં. વા૦ ૬

——:o:——

## અભક્તને તજવાવિષે.

### પદ ૧૫૩

નારાયણનું નામજ લેતાં, વારે તેને તજિયે રે;
મનશા વાચા કર્મણા કરિને, લક્ષ્મીવરને ભજિયે રે. ના૦ ૧
કુળને તજિયે કુંટુંબને તજિયે, તજિયે માને બાપ રે;
ભગની સુત દારાને તજિયે, જમતજે કંચુકી સાપ રે. ના૦ ૨
પ્રથમ પિતા પ્રલ્હાદે તજીયો, નવતજિયું હરિનું નામ રે;
ભરત શત્રુઘને તજિ જનેતા. નવ તજિયા શ્રીરામ રે. ના૦ ૩
રૂષીપત્નિ શ્રીહરિને કાજે, તજિયા નિજ ભરથાર રે;
તેમા તેનું કાંઇયે નગયું, પામી પદારથ ચાર રે. નારાય૦ ૪
વૃજવિનતા વિઠલને કાજે, સર્વ તજિવન ચાલી રે;
ભણે નરસૈંયો વૃંદાવનમાં, મોહન સાથે મહાલી રે. નારાય૦ ૫

### પ્રભાતયું. ૧૫૪ મું

દુરપતિયાં ડાહ્યાં થઈ આપે, શાણા થઈ સમજાવે રે.
પ્રેમ ભક્તિમાં ભંગ પડાવે, અજ્ઞાન આગળ લાવેરે. દુર૦ ૧
આપણા કુળમાં કોણે ન કીધું, તે આપણે કેમ કરિયેરે;
વૈરાગી થઈ નાટક નટિયે, તુલસી તિલક કેમ ધરિયેરે. દુ૦ ૨
જેવાતેવાં હોયતે હરિગુણ ગાય, તે આપણે કેમ ગાઇયે રે;
કૃષ્ણ નામની કથા થાયજ્યાં, ત્યાં આપણે નવ જાઇયે રે. દુરમ૦ ૩
આપકલેશને ક્રોધના ભરાઆં, સઘળાંને સમજાવે રે;
જમકિંકરનો મારજ પડશે, ત્યારે આડે કોઈનહી આવે રે. દુર૦ ૪
કુળને તજશે તે હરિને ભજશે, સેહેજે સંસારનું મેહેણું રે;
ભણે નરસૈંયો હરી તેને મળશે, બીજીવાતે વારો વહાણું રે દુર૦ ૫

## ઈશ્વરજાણવાના ઉપદેશવિષે.

### પદ ૧૫૫.

જુવાનીને દહાડેરે હરિને જાણ્યા નહિં રે, મોહ્યું પરદારા સાથે મંન;
કાંઈકને મોહ્યોયે કામનીના કલ્પમાંરે, કાંઈએક જોડવા ધાયો ધન. જુ૦ ટેક
પચિસને પચાસેરે પરપંચ માં ગયારે, દોહિલા આવ્યા સાઠવર્ષના દન;
સિતેરને સુધીરે કાંઈ સમજ્યો નહિંરે, પછે ચાલ્યોં સાધન કરવાવંન. જુ૦ ૧
આંખડીયે નસુજેરે ગળેબહુ નાસિકારે, બોલે તેતો સંભળાય નહીં કર્ણ;
માયા તો નમુકેરે તુટે નહિં તૃષ્ણારે, ઓળખાયનહિ અશરણ શરણ. જુ૦ ૨
હાથમાં લાકડીરે ચરણ ચાલે નહિંરે, તુટે નેશિથળ થયું છે તન;
મુખમાંહી દંતરે એક દિસેનહિંરે, તોય પાપી ઉદરમાગે અન્ન. જુ૦ ૩
ભાગ્યજેનું ભલુંરે આ અવસરને ઓળખ્યોરે, તેતો પ્રાણિ કેહેવાએ હરિનાજન;
નરસૈંયાના સ્વામિનેરે સુખમાં સંભાળજોરે, જો હોય પેલાભવનું પુન્ય. જુવાની૦ ૪

## દ્રોપદીપ્રાર્થના કરેછે. ૧૫૬.

દ્વારકાના વાસીરે અવસરે આવજોરે, રાણિ રૂકમણીકેરા કંથ;
દુષ્ટ દુરજોધનરે લાગ્યોમને પીડવારે, પ્રભુમારા જોદશન્યાળું તારો પંથ. દ્વા૦ ૧
તાડતાણીનેરે શું રે સુતાં શામળારે, આળસમોડીને ઉઠો આજ;
અડસઠ તીરથ તળસેરે પાવન તારાં પાવલાંરે, અમપર મેહેરકરો મહારાજ. દ્વા૦ ૨
ગ્રાહ્‌ને થકીરે ગજ મુકાવિયોરે, કથી તમે સુધનવાની સહાય;
નરસિંહ રૂપેરે હિરણ કસ્યપુહણ્યોરે, પ્રલ્હાદ ઉગારેયા લાગ્યો પાય દ્વા૦ ૩
છપ્પનકરોડરે જાદવતાહરારે, સાથે બળિભદ્ર સરિખા ભ્રાત;
કાળી નાગ નાથ્યોરે જરાસંધ જીતિયોરે, તબળ ક્યાંગયું મારાનાથ દ્વા૦ ૪
વસમી વેળા માંરે વારે ચડો વ્હાલારે, ધાજો તમે છત્રપતિ નિરધાર;
અસવારી કરજોરે ગરૂડની ઉપરેરે, નરસૈંયો વિનવે વારંવાર. દ્વા૦ ૫

ઇતિશ્રીકાવ્ય સંગ્રહનો પ્રથમ ભાગ સંપૂર્ણ, શ્રીરસ્તુ, શુભંભવતુ, કલ્યાણ મસ્તુ.
શ્રીરાધા કૃષ્ણ સદાપ્રસન્નોસ્તુ,

### સમાપ્ત.



# જાહેર ખબર.




ધી ડયુક ઑફ કૉનૉટ પ્રીંટીંગ પ્રેસમાં.